S. B. Dave.

(New Year 1992.

29-x-35.

# શકુન્તલા-રસદર્શન

: ત્રિઅંકી નાટક :

લેખકનાં બીજાં

:: પુસ્તકો ::

રસ ગીતો

× ×

વાતોનું વન

× ×

સંસાર

× ×

મત્સ્યગંધા

અને

બીજાં નાટકો

× ×

માલાદેવી

અને

બીજાં નાટકો

× ×

માર્નિંદાને કમળના પત્રો.

(ટૂંક સમયમાં પ્રગટ થશે)

× ×

છૂટા છવાયા લેખો

(ટૂંક સમયમાં પ્રગટ થશે)

# શકુન્તલા—રસદર્શન

: એક ત્રિઅંકી નાટક :

ભદ્રુભાઈ લાલભાઈ ઉમરવાડિયા

મુદ્રણસ્થાન : 'જૈનાનંદ' પ્રીં. પ્રેસ, દરીયા મહેલ, સુરત.

મુદ્રક : શા. મોહનલાલ મગનલાલ બદામી.

પ્રકાશક : બાબુભાઈ લાલભાઇ ઉમરવાડિયા.

ગોપીપુરા, સુરત.



દીપોત્સવી ૧૯૯૧

આવૃત્તિ પહેલી

પ્રત ૧૧૦૦

મૂલ્ય

## પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરને :

પ્રિય બલ્લુભાઈ,

મ્હારો એક બાર–તેર વર્ષનો મિત્ર ચિત્રકળા શીખતો હતો. મેં ત્હેને થોડાંક સરસ ચિત્રો આપ્યાં હતાં. એક દિવસે તે મ્હારી ગેરહાજરીમાં ત્હેનું પ્રથમ ચિત્ર મારે ત્યાં મૂકી ગયો હતો. એ અનઘડ ચિત્ર હતું પણ એ બાળકનો ભાવ સુકુમાર હતો. એવાજ ભાવ સાથે ત્હમારા મ્હારા તરફના સદ્ભાવથી પ્રેરાઈ, શાકુન્તલનાં ત્હમારા રસજ્ઞાન તર્ફના માનની પાંખડી રૂપ આ નાટક ત્હમને સમાન અર્પણ કરૂં છું. સંસ્કૃત સાહિત્યના રસદર્શનનો મ્હારો આ પ્રથમ પ્રયાસ 'અવિદ્વાન' અને અનઘડ છે છતાંયે મ્હને ઉમેદ છે કે ત્હમે મિત્ર છો ને વિવેકી છો એટલે તે સ્વીકારશો......કેં નહિ, વિદ્વત્તા માન યોગ્ય છે પણ ઉરનો ભાવ કેં છેક ફેંકી દેવા જેવો નથી.

દીપોત્સવી ૧૯૭૧.

લિ.
ત્હમારો બટુભાઈ

૨૫
૧–૩૫

સરિતાઓમાં જાહ્નવી અને રસદેવતામાં દેવી શકુન્તલા —જાણ્યામાં તો પ્રતિપર્વ રસોદય આ બે રસવિભૂતિઓ એક અને અદ્વિતીય છે. ભારતનો ઈતિહાસ–સૂર્ય અનંતના વ્યોમે ઉગ્યો તે પહેલાનાં કાળની શકુન્તલા વેદની ઋચા સમી મહોજ્વલ ઉષા હતી. હજારો વર્ષ પૂર્વે મહર્ષિ કણ્વના તપોવનમાં એ ચંદ્રકલા પ્રગટી અને પાછળથી મહારાજ દુષ્યંતે ભરત-કુલની એ ભાગ્યવિધાત્રિને આર્યાવર્તના રાજ્યસિંહાસને સ્થાપી અને સત્કારી. કેંક કાળ પછી મહાભારતકારે એ રસદેવીને સાહિત્યમાં મૂર્તિમંત કરી તથાપિ ભારત અને વિશ્વના રસ-સિંહાસને ત્હેને સત્કારનાર તો રસરાજવી કવિકૂલગુરૂ કાલિદાસ. ગુજરાતની રસભાવના અને રસસંસ્કાર કવિના શાકુન્તલથી પોષાયાં અને વિકસ્યાં છે અને આજે પણ સંસ્કારી ગુજ-રાતીની કલ્પના ભોમે જે માત્ર બે તેજરેખાઓ પ્રકાશે છે તે શરદ પૂર્ણિમાની ચંદ્રિકા જેવી, સ્વર્ગની કવિતા સમી શકુ-ન્તલા અને બીજના ચંદ્રની સુકુમાર પણ રમ્ય ચંદ્રલેખાશી, સંસ્કારમૂર્તિ કુમુદસુંદરી. ગુજરાતને કુમુદ સુપરિચિત છે પણ ઘણાંએ શકુન્તલાને તો માત્ર રંગભુમિ વા ચિત્રપટેજ ન્યાળી છે. એવા વાચકોને આ રસદર્શન કેંક અંશે ઉપયોગી થશે એમ માનું છું. શાકુન્તલ વિશ્વના સાહિત્યમાં અપ્રતિમ છે. એનાં અપૂર્વ રસનો આસ્વાદ તો મૂળ શિવાય કેવળ અશક્ય છે. અનેક ઉર્મિઓવાળી, કલ્લોલ કરતી નિરંકુશ વહી જતી સરિતાનાં જળને water worksનાં નળ માર-

રૂતે આપણે ઘેર લાવીએ છિયે: જળ એજ સરિતાનું છે પણ એમાં એ સરિતાની ઉર્મિ, એનો કલ્લોલ, એનું સૌંદર્ય, એનું રસમાધુર્ય અદષ્ટ થયું હોય છે. તેમાંયે પૂનમની ચંદ્રિકા એ સરિતાના નીરમાં અમી ઢાળી રહી હોય, ફુલગુંથી વિહાર નૌકામાં બેઠી બેઠી મંજુલ સ્વરે કોઈ લાવણ્યવતી સુંદરી મધુર સંગીત છેડી રહી હોય, ત્હેના સૌન્દર્ય અને સંગીતના રજકણો એ સરિતામાં ઝરમર ઝરમર વરસી રહ્યા હોય, મંદમંદ વાતો સમિર એ વિહારનૌકાના પુષ્પની પરાગ સરિતાના હ્રદયમાં મૂકી જતો હોય—એવી સરિતાનાં એવાં જળ એ સ્વરૂપે ઘેર કેમ કરી લવાય? શકુન્તલા એવી સરિતાનું એવું જળ છે. એનો અનુવાદ, અનુકરણ, રસદર્શન એ સૌ એ જળને ઘેર લાવવાના મિથ્યા પ્રયત્નો છે. છતાં જે તૃષાર્ત સરિતાના તટે જઇ તૃષા છિપવી શકતો નથી ત્હેને નળના પાણીથી ચલાવવું પડે છે. તથાપિ તેથી અનુવાદ કે રસદર્શનથી મૂળના સૌંદર્યની કોઈ કલ્પના કરી ન લે એ સંભાળવાનું છે.

× × × × × ×

એક પ્રસંગે હું તિલોત્તમા અને પુષ્કર બેઠાં હતાં. એટલામાં તિલોત્તમાએ પૂછ્યું; "આ શાકુન્તલમાં આટલી બધી રસિકતા છે એ બધી કલ્પના હશે કે કોઇક યુગમાં પણ લોક આવા રસિક હશે ખરાં?"

પુષ્કરે કહ્યું: આજે પણ ક્યાં લોક એવાં નથી? ત્હમેજ ક્યાં ઓછાં રસિક છો:?"

તિલોત્તમા સ્હેજ શરમાઇ નીચું જોઇ ગઇ. એને જોઇ મ્હને લાગ્યું કે આજની ગુજરાતણો એક રીતે તો રસમૂર્તિ શકુન્તલાની પુત્રીઓજ છે. મેં એવું કૈંક કહ્યું એટલે તિલોત્તમાએ પૂછ્યું: "ને આજના પુરુષો ?"

પુષ્કરે કહ્યું "એ તો દુષ્યંતથી યે વ્હડે"

કેવળ વિનોદનો પ્રસંગ હતો. યાદ નથી આવતું પણ એ પ્રસંગમાં આ નાટકનાં કોઇ કોઈ મૂળ હોય તો નવાઇ નહિ.

આ પ્રસંગ પછી મ્હને કેટલાંક એવાંનો અનુભવ થયો જે માને છે કે શાકુન્તલ એટલે તપોવન: જેમાં અપ્સરાઓ અને પક્ષિઓ, નિરાશ્રિત કન્યાઓ અને સુન્દરીઓનું રક્ષણ કરે, ઋષિઓ તપ દૃષ્ટિથી ભૂતભાવિ જાણી જાય, અતિથિસત્કારમાં વિલંબ થતાં શાપ મળે અને તેથી પ્રિયજનને સ્વજનનું વિસ્મરણ થાય. આ માન્યતાને લીધે "ઉહું, આ આપણું જગત નહિ." આવો ભાવ એમના હૃદયમાં ઉત્પન્ન થાય છે. એ કારણે એ અપૂર્વ નાટક આપણા જીવનથી દૂર અતિ દૂર છે એમ એ લોક માને છે. અને પરિણામે એનો વૈભવ, એની કલા, એનું સૌંદર્ય એનું તપોબળ એ સર્વ એમનાં જીવનને સ્પર્ષતું પણ નથી.

–આવા આવા અનેક પ્રસંગોને લઇ આ નાટક આ સ્વરૂપે રચાયું છે. અને આપણા મોટર, જહોન આદિ અનેક અનાકર્ષક વસ્તુઓવાળા આજના સમયમાં પણ શાકુન્તલનું રસમાધુર્ય જીવનમાં અનુભવી શકાય એમ છે એ દર્શાવવાનો પણ હેતુ છે અને એ લક્ષ્ય ધ્યાનમાં રાખી જે જે ઘટનાઓ ને વસ્તુઓ આજના સમયમાં શક્ય છે એ બધી આ નાટ-

કમાં સ્વીકારી છે. દા. ત. કમખામાં કમળ રાખવું ,ઉશિરના સુગંધી દ્રવ્યથી પ્રતપ્ત શરીરની અર્ચા કરવી, કમળના પાંદડે વાયરો નાખવો કે જળ પીવું, હરણના બાળકને રમાડવું યા લતા અને વૃક્ષ સાથે સ્વજનતા અનુભવવી એ આજે પણ અશક્ય નથી. કોઇ કોઈ કુમારિકા અને સુન્દરીઓ એવી જોઇ જાણી પણ છે.

× × × × × ×

સર્વ મહાગ્રન્થોનું એ એક લક્ષણ છે કે એની ભાવના અને જીવન આદર્શ ઘણે અંશે પ્રત્યેક યુગના જીવનના ઘડતરમાં ઉપયોગી થાય છે. એ ભાવના જીવવાની ઢબછબ કાળે કરી બદલાય છે, એ આદર્શ સિદ્ધ કરવાની રીતોમાં ફેરફાર થાય છે પરંતુ મૂળ તત્વ કાયમ રહે છે અને જેટલે અંશે આ તત્વ વધારે તેટલા અંશે એ ગ્રંથની સર્વ કાળના મહાગ્રંથોમાં ગણના થાય છે. શાકુન્તલની ભાવના રસ અને આદર્શ વર્તમાન કાળને પણ સુયોગ્ય છે એ દર્શાવવાનો લોભ થયો અને ભાષાન્તરો કરતાં રસદર્શન વડે આવી કૃતિઓ વધારે લોકપ્રિય થઇ શકે એ માન્યતાનો અખતરો કરવા આ રસદર્શન રચ્યું છે.

× × × × × ×

મહાભારતના આદિ પર્વના ૬૮ થી ૭૪ અધ્યાયોમાં શકુન્તલા ઉપાખ્યાનમાં શકુન્તલાની કથા છે. એ આખ્યાનની શકુન્તલા કરતાં કાલિદાસની શકુન્તલા વધારે રસિક, મધુર અને સંસ્કારી છે, તથાપિ એ ભીરુ છે અને કે અંશે

સ્વમાન રહિત હોય એમ લાગે છે. મહારાજ દુષ્યન્તને હાથે એનો અનાદર થાય છે ત્યારે ગૌતમી આદિ ત્હેને ત્યાં મુકી જતાં રહે છે, એ પ્રસંગે રાજાનો પુરોહિત સુચના કરે છે કે જો શકુન્તલાના પુત્રમાં ચક્રવર્તિનાં ચિહ્ન જણાય તો ત્હેને સત્કારવી, અને ત્યાં સુધી ત્હેણે પુરોહિતને ત્યાં રહેવું. રાજા એ સુચના સ્વીકારે છે અને શકુન્તલા મુંગે મ્હોંએ પુરોહિતની પાછળ જાય છે. મહર્ષિ કણ્વની દુહિતા, અને મહારાજ ઇંદ્રદેવની અપ્સરા મેનકાની પુત્રીમાં આ પરાધીનતા યોગ્ય લાગતી નથી. ઇંદ્રદેવ એટલે ત્રિવિષ્ટપનો આર્યરાજા જેણે પ્રથમ કાળમાં આર્યાવર્તના રાજાઓ સાથે સંધિ કરી. પાછળથી કંઇક યુધ્ધ થયાં. તેમાં થયલા વિજયના પરિણામે વિષ્ણુને આર્યાવર્તમાં ઉપેન્દ્ર (વાઇસરોય) નીમ્યો. આ આર્યરાજાઓ જાતે અથવા પોતાના માણસોદ્વારા અહિંથી ખંડણીરૂપે અન્ન ભાગ લઈ જતા. એવા આર્યરાજાઓની જેને સ્હે હતી એવી મેનકાની પુત્રી શકુન્તલામાં આ ભીરુતા અને પરવશતા કંઇક ખૂંચે છે. બીજી દ્રષ્ટિએ, પરરાજ્ય, ખાસ કરી સત્તાધીશ મહારાષ્ટ્રોની કન્યાઓ બહુધા, ગર્વિષ્ઠ અને માનીની હોય છે. ઉદાહરણ તરિકે કૈકેયિ અને દેવયાની અને આજના સમયમાં હિન્દી પતિઓની અંગ્રેજ પત્નિઓ. આ નિર્બળતા શકુન્તલામાં કંઈ નહિ તો અનૈતિહાસિક લાગે છે. એ દ્રષ્ટિએ મહાભારતની શકુન્તલા વધારે આત્માભિમાની અને ગૌરવવાળી જણાય છે. જુઓ શકુન્તલા કહે છે:

ત્હમે આ સભામાં એક સામાન્યા સ્ત્રી તર્ફે હોય તેમ શા માટે જુઓ છો ? હું કાંઇ અરણ્ય રૂદન કરતી નથી તો ત્હમે મ્હારૂં કહ્યું કેમ સાંભળતા નથી ?

વળી આગળ કહે છે: ત્હમે મ્હારો ત્યાગ કરશો તો હું મ્હારા આશ્રમમાં યથેષ્ઠ ચાલી જાઇશ. પરંતુ આ ત્હમારા બાળક પુત્રનો ત્યાગ કરવો ત્હમને ઘટતો નથી. તે છતાં જ્યારે રાજા દુષ્યન્ત એના પુત્રનો પણ અંગીકાર કરતો નથી ત્યારે તે કહે છે: હે દુષ્યન્ત, ત્હમારા સિવાય પણ મ્હારો પુત્ર તો પર્વત રાજાઓની સહિત ચાર સમુદ્ર પર્યંતની આ પૃથ્વીનું પાલન કરશેજ.

આર્યાવર્તના સંસ્કૃત આદર્શોની સ્ત્રી આવી સ્વતંત્ર, સ્વમાનવાળી, અને ગૌરવવતી હતી. એટલે "આર્ય પુત્ર"ની વિરુધ્ધ ભરણપોષણનો દાવો માંડતી. નવા યુગની સ્ત્રી કાંઇ શકુન્તલા પેઠે પુરોહિતને ત્યાં રહેવા તત્પર થાય નહિ. આજની–કહેવાતા નવા યુગની–સ્ત્રી સ્વતંત્ર તો કોણ જાણે પણ સ્વતંત્ર મિજાજવાળી તો થઇજ છે. એટલે આ નાટકમાં બીજા અનુકુળ ફેરફાર સાથે આ પ્રસંગ પણ–બદલ્યો છે. બીજા સ્થળે કરેલો ફેરફાર પણ નોંધવો જોઇયે.

મહાભારતમાં મહારાજ દુષ્યન્ત કણ્વના "એકાંત" આશ્રમમાં જાય છે ત્યારે ભગવાન કણ્વ ફુલ ફળાદિ લેવા બ્હાર ગયા છે. દુષ્યન્ત કહે છે કે હું કણ્વમહર્ષિને પ્રણામ કરવા આવ્યો છું. ત્યારે શકુન્તલા કહે છે કે આપ ઘડી–બે ઘડી રોકાઇ જાવ. હમણાં ભગવાન કણ્વ પધારશે. એમ કરી રાજા રોકાય છે. પછી તો એ ઘડી બેઘડીમાં ઘણું બધું થવા પામે છે. એટલી વારમાં રાજા શકુન્તલાના સૌન્દર્યથી મુગ્ધ થઈ જાય છે. ત્હેની પાસે લગ્નની માંગણી કરે છે અને ત્હેની સાથે

સમાગમ પણ કરે છે. રસાત્મા કાલિદાસને આ પ્રસંગ ખૂંચ્યો એ બરાબર છે. મહાભારતની શકુન્તલા ગાંધર્વ લગ્ન વિશે હા પાડતાં પહેલાં, બધી પરજાતીય કન્યાઓ સત્તા ઇચ્છે છે તેમ શકુન્તલા પણ દુષ્યન્ત કનેથી વચન માંગી લે છે કે એનો પુત્ર હસ્તિનાપુરનો ગાદી નરેશ થાય. આ બધા વિષયોને રસજ્ઞ કાલિદાસે યથાર્થ રીતે વર્જ્ય ગણી જુદા પ્રસંગો કલ્પ્યા છે. પરંતુ શાકુન્તલના પ્રથમ પ્રસંગમાં કૈંક ક્ષતિ લાગી આવે છે. મહર્ષિ કણ્વ સોમતીર્થ ગયા છે એવું વૈખાનસ કહે છે તો પછી રાજાને કણ્વના આશ્રમે જવાની અગત્ય સમજાતી નથી. અને **शकुन्तलां अतिथिसत्काराय नियुज्य**–એવું માણ માણ બ્હાનું શોધવું પડતું હોય એમ લાગી જાય છે. તેથી એ પ્રસંગનું તથા દુષ્યન્ત મહારાજનું કેટલુંક વર્તન અશિષ્ઠ નહિ તોયે આજના યુગમાં અનુચિત લાગે છે. રાજા શકુન્તલા સાથે પરિચય કરે છે એ આખા પ્રસંગમાં આર્યાવર્તના એ સંસ્કારી રાજાના ચિત્તમાં એકાદ વાર પણ એમની પત્નીઓ સાંભરતી નથી. હૃદયનો પ્રેમ લગ્નની સંસ્થાને માન આપતો નથી એવું મેં પણ સાંભળ્યું છે. ઘણું કરીને જગતમાં જે અપૂર્વ પ્રેમગાથાઓ સુવિખ્યાત છે એ બધી એવા ઉચ્છિષ્ટ અથવા પરિપક્વ ને અનુભવી સ્રી પુરુષના અલૌકિક પ્રેમનીજ કથા હોય છે. દાઃતઃ રોમિયો જુલિયેટ, શિરીન–ફરહાદ, ડાન્ટે–બિયેટ્રિસ, પેટ્રાર્ક–લોરા, ટ્રોયલસ–ક્રેસિડા, એન્ટની–કિલઓપેટ્રા, સોલોમન–ડેલિઆ, કૈંક અંશે કલાપિ અને શોભના–વિગેરે. આમ કેમ ? એનું કારણ શોધવા બેસવું અસ્થાને છે.

અહિં પ્રશ્ન એ છે કે દુષ્યન્ત મહારાજને Love at first sight થઇ ગયો એ તો જાણે સમજી શકાય એમ છે. અને તેઓ રાજા હતા એટલે સામાન્ય રાણીઓ કણ્વ ઋષિના આશ્રમમાં ન સાંભરે એમાં બહુ નવાઈ પામવા જેવું નથી. પરંતુ તેઓ જાતે કહે છે કે વસુમતિ રાણી સાથે મેં એકવાર પ્રીતિ કરેલી. તો પછી એ રાજાના સંસ્કારી હૃદયમાં કૈંક, જરાક, સંસ્કારના નામે ચપટી માત્ર પણ સંકોચ કે સ્મરણ ન થાય એ મહારાજ ભરતના પિતા, ને રસસામ્રાજ્ઞિ શકુન્તલાના પતિ માટે કૈં બહુ ઠીક લાગતું નથી. આવા કારણે એવા એવા–સમય ને સંસ્કારને અનુકૂળ ફેરફાર કર્યા છે. રખે કોઈ માને કે આથી હું કવિ સમ્રાટ્ કાલિદાસની કૃતિમાં દોષ કાઢું છું. એમાં એમનો જરા દોષ નથી. દોષ સમય અને સંજોગોનો છે.

આ સિવાય તો શકુન્તલા જાતે રાજાના દરબારમાં જાય છે તે પ્રસંગ તથા દુર્વાસા શાપ આપે છે એવા વર્તમાન યુગની બુદ્ધિને અસંભવિત લાગે એવા પ્રસંગો બદલ્યા છે. દુર્વાસાના શાપ વિશે ઘણીવાર મ્હને થયું છે કે શકુન્તલા અતિથિ-સત્કારમાં ધર્મચ્યુત થાય અને દુર્વાસા શાપ આપે એ જાણે સમજી લઇએ; તો પણ એને લીધે બિચારા દુષ્યંત મહારાજને અકથ્ય દુઃખ સહન કરવાં પડે એ ક્યાંનો ન્યાય.? આ કારણે મ્હારી મતિ પ્રમાણે મેં થોડા સારાનરસા ફેરફાર કર્યા છે.

× × × × × ×

શાકુન્તલ સપ્તાંકી છે પણ એનું સ્વરૂપ આપણા ત્રિઅંકી નાટકોને અનુકુળ છે. જીવનમાં જેમ રમવતું, જોમવતું, ને

પરિણામનું બેદરકાર યૌવન, પછી સંસારની ફરજોવાળો મધ્ય-કાળ અને તે પછી પુત્રાદિની આશાઅભિલાષા દ્વારા જીવાતી ધર્મપ્રધાન વૃધ્ધાવસ્થા હોય છે તેમ શાકુન્તલમાં પણ જોબ-નના જૂવાળે મૃગયા–વિહાર રમતો, સૌંદર્યનો ભોક્તા રાજા દુષ્યંત નજરે પડે છે. તે પછી પાંચમા અંકમાં રાજા સદ્દા-સદ્નો નિર્ણય કરતો, ધર્માસને બિરાજેલો, પુરોહિત, કંચુકી, પ્રતિહારી આદિ રાજ્ય સેવકોથી પરિવૃત્ત થએલો છે. આ એનો અને નાટકનો મધ્ય કાળ. છેલ્લા બે અંકોમાં એ ધર્મ-ભાવનાઓ જીવે છે અને જીવનના ઉલ્લાસો ધનમિત્રની સંતતિ, ઈન્દ્ર તથા સર્વદમન પ્રત્યેની ફરજો અદા કરીને અનુભવે છે. આપણા જીવનમાં જેમવતો શરીરબળને સુદૃઢ કરતો મૃગયા વિહાર છે નહિં. તે માટે આજના આપણે સત્વ-હીન પીકનીક, રસોત્સવ અને એવાંથી સંતોષ માની લઈએ છિયે. એટલે એવી રીતના સમયને અનુસાર ફેરફાર કરવા પડયા છે.

× × × ×

આ નાટકમાં મ્હારે કવિતા રચવાનો નવો અખતરો કરવો પડયો છે. આપણા બે કવિરત્નો–ન્હાનાલાલ અને બલવંતરાયે શાકુન્તલાનો અનુવાદ કર્યો છે. એટલે પ્રથમ તો એમના અનુવાદમાંથી મ્હારે જોઈતા શ્લોકો ઉધ્ધત કરવાનો વિચાર હતો. પરંતુ પાંખોનો ફફડાટ કરતું કવિ ન્હાનાલાલનું કાવ્યપક્ષિ વ્યોમમાં ઉર્ધ્વગામી સહજ થઈ જાય છે એટલે અનુવાદના બંધન એને આકરાં પડે છે એથી કે કોણ જાણે

કેમ કોઈ કોઇ સ્થળે એમનો અનુવાદ મ્હને યથાર્થ લાગ્યો નથી. (૧) બલવંતરાયનો અનુવાદ એ રીતે દોષમુક્ત જણાય છે અને તે શુદ્ધ તથા શાસ્ત્રીય પણ છે તથાપિ કોઇ કોઈ સ્થળે મૂળની ભાષા, ભાવના કે વિચારની ફુમાસ સુયોગ્ય રીતે પ્રદર્શિત થઈ નથી એવો વહેમ રહે છે. (૨) આવા મ્હારા સાચા ખોટા તરંગોને લઈ મ્હારે નવા—કાવ્ય–પ્રદેશમાં અખતરા કરવા પડયા છે–જો કે મ્હારા અનુવાદમાં પણ મૂળનો કોઇ કોઇ શબ્દ અને ભાવ મૂકી દેવો પડયો છે તેમજ બેએક સ્થળે જાણીબુજીને ભાવ બદલ્યો છે.

---

૧ આનું એક ઉદાહરણ લઉં છું: પ્રતપ્ત દશામાં શકુન્તલાને જોઈ દુષ્યંત વિચારે છે કે ગ્રીષ્મને મદન તપવાને તપવવામાં તો સરખા છે પણ **नतु ग्रीष्मस्यैवं सुभगमपराद्धम् युवतिषु**—આવો સુભગ અપરાધ, એટલે યુવતિઓને આમ સુમધુર રીતે પીડવું, એ ગ્રીષ્મનો ન હોય, અર્થાત્ મદનનુંજ એ કાર્ય છે. એને બદલે કવિ તો ગ્રીષ્મને ઉદ્દેશી કવે છે કે:

"ન સ્હોયે કૈ આવાં યુવતીદુઃખવાં ગ્રીષ્મ! તુજને"

૨. એક બે ઉદાહરણો આપું છું: કાલિદાસના **मुखमंसवर्ति पक्ष्मलाक्ष्याः कथमप्युन्नमितं न चुम्बितं तु** આનો બલવંતરાય આવી રીતે અનુવાદ કરે છે:

વાંકુચુકું વાળ્યું તે વક્ત્ર રૂડું,<br>
પેરે પેરે ઊંચકયું, રે, ન ચુંબ્યું!

સુંદરીને આવી મુગ્ધ દશામાં સતાવીએ અને તે લજ્જાઈ જઈ, સ્હેજ—જરામાત્ર–સ્કંધે દૃષ્ટિ લળે એવી રીતે મ્હોં વાળી લે–એ રમ્યદર્શન આ "વાંકુચુંકુ" વાળવામાં થતું નથી. એજ

એ કોઇ નવીન વિધાતાની અપૂર્વ સૃષ્ટિનુંજ એ સ્ત્રીરત્ન લાગે છે. કે પછી રૂપસંચય કરી એવાં અપૂર્વ રૂપને યોગ્ય આપણો અણઘડ વિધિ મૂર્તિ ઘડી શક્યો નહિં એટલે એમને એમ અમૂર્ત સ્વરૂપે રહી ગએલી વિધાતાની એ રૂપ–કલ્પના માત્ર હોય; અથવા આકૃતિ અને રૂપ ઉભયનો એક સામટો સુયોગ કરવા અશક્ત એવા બ્રહ્માએ પ્રથમ ચિત્ર–આકૃતિ રચી પાછળથી માંહ્ય સત્વનું નિરૂપણ કર્યું હોય એટલે કે એનાં રૂપ અને આકૃતિ એટલાં અપૂર્વ છે કે એની રીત પેઠે એક સામટાં રચવા જાય તો બ્રહ્મા રચી શકે નહિં.

મેઘદૂતમાં યક્ષપત્નીનું વર્ણન આ બેઉથી જૂદું છે. **युवतिविषये सृष्टिराद्येव धातुः**–બ્રહ્માએ સરજેલી પ્રથમ યુવતિ. પ્હરોડના ફુલ જેવી: લતા ઉપર જન્મતા એ પ્રથમ ફુલમાં લતાનું પૂર્ણ જોબન અને સત્ત્વ ખરચાઈ જાય છે: પછીનાં કુસુમો રહેલાં સહેલાં સત્ત્વમાંથી નીપજે છે. જરા આગળ જઇયે તો નવયૌવના સ્ત્રીમાં એનાં પ્રથમ બાળકના જન્મ પહેલાં યૌવનનો તરવરાટ અને નૈસર્ગિક પણ ગુપ્ત રહેલી સર્જનશક્તિનો સંચાર દેખાય છે. એ આદ્યશક્તિની

ઉપલા કારણે એ passive voice મેં કાયમ રાખ્યો છે. એજ શ્લોકમાં **अखंडं पुण्यानाम् फलमिव तद्रूपमनघं** ને બદલે 'વિમલરૂપ પુણ્યોદય ફલ" એમ મેં અનુવાદ કર્યો છે. એમાં અખંડ પુણ્યનું ફલ અને પુણ્યના ઉદયનું ફલ એ એમાં ફેર છેજ. છતાં એ શ્લોકમાં સુકુમારતાનું જે વાતાવરણ છે ત્હેને "ઉદય" શબ્દે પોષણ મળે છે...છેલ્લી કડીમાં **भोक्तारम्** શબ્દ છે. ગુજરાતી અનુવાદકોએ 'ભોક્તા' શબ્દનો ઉપયોગ કર્યો છે. **भोक्ता** શબ્દથી Cave-man નો ખ્યાલ આવે છે અને કાલિદાસના **रम्** અક્ષરથી એ ભાવ કંઈક મૃદુત્વ ધારણ કરે છે. મેં રસપિયુ શબ્દ વાપર્યો છે. રસપતિ, રસસ્વામિ, આદિ શબ્દોમાં લગ્ન કે ઇતર વિચારોની વાસ આવવાથી આ સંજોગોમાં રસપિયુ ઉચિત લાગે છે—અને એમાં રસપીનારનો ગર્ભિત અર્થ—જે **भोक्तारम्** નો ધ્વનિ જગાડે છે તે-શોધવો હોય તો જડે એમ છે.

બીજો દાખલોઃ કાલિદાસ શકુન્તલાનું **चित्रे निवेश्य** વાળા શ્લોકમાં વર્ણન કરે છે તે છે. એ શ્લોકનો ભાવાર્થ એ લાગે છે કે શકુન્તલા એટલી બધી સુન્દર છે કે એને વિધિએ હપ્તે ઘડવી પડીઃ પહેલાં ચિત્રમાં આકૃતિ કરી પછી સત્વ પૂર્યું; અથવા રૂપનો સંચય કરી વિધિએ કલ્પના કરી. વિધાતાની સર્જન શક્તિ અને એનું વપુ જોઇ એ બીજુંજ સ્રીરત્નની સૃષ્ટિ છે. અર્થાત્ વિધિએ પોતાની method બદલી છે. મ્હારા અનુવાદનો ભાવ વિસ્તારીએ તો કંઈક આવો છેઃ એનું રૂપ અને વિધાતાની અપૂર્ણ શક્તિ જોતાં મ્હને તો

જોયું કે સાંભળ્યું નથી. એટલે પયોધરને વિસ્તાર આપતા યૌવનને આ નાટકમાં એ મીઠો ઉપાલંભ અપાતો રહી જાય છે. બાકી એ નાટકનું બીજ તો વૈખાનસ દુષ્યંતને 'ચક્રવર્તી પુત્ર થાવ' એવું આશીર્વચન કહે છે તેમાં જણાય છે. પણ મ્હારે તો એ પ્રસંગ પણ જતો કરવો પડ્યો છે. જેમ બ્રહ્મર્ષિ દુર્વાસા જેવા અગ્નિસ્વરૂપ ઋષિઓ રહ્યા નથી તેમ ગુજરાતમાં સફળ આશીર્વાદ આપતા તપોધનો પણ આજે ક્યાં છે?

હું માનું છું ત્યાં લગી આપણા સાહિત્યમાં રસ–દર્શનનો આ પ્રથમ અખતરો છે.

આખરે આ નાટકમાં મ્હારા મિત્રોએ અવારનવાર જે સહાય આપી છે તે માટે એમનો તથા મ્હારા ઉતાવળીઆ સ્વભાવને અનુકૂળ થઈ એક બે દિવસમાં એનું મુદ્રણ કરી આપવા માટે રા. મોહનલાલ બહામીનો આભાર માનું છું.

ગોપીપરુ, સુરત.
આશ્વિન ૧૯૯૧.

છે. પણ અહિં એક વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે. આ યક્ષપત્ની-ફુલની જેમ-નૈસર્ગિક રીતે વિધાતાની વણ વપરાયલી શક્તિ દ્વારા જન્મ પામે છે. બાકી રચનાની દૃષ્ટિએ તો પ્રથમ કૃતિ કૈંક અપક્વ હોવાનો સંભવ રહે. એટલે એ વિધાતા ઓજાર લઇ એને સરજતો નથીઃ એ સરજાઇ જાય છે. શકુન્તલાના વિધાતાને તો શકુન્તલા સરજવા બેસવું પડે છે...પણ આ વાત તો લંબાઇ ગઇ.....

—આવા પ્રસંગો બાદ શ્લોકોના મ્હારા અનુવાદમાં મેં બને તેટલો મૂળનો રસ, ભાવના અને વિચારો જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો છે. કૈં નહિ તો મ્હારો અનુવાદ વધારે સરળ તો લાગે છે.....

મેં બીજા બે અનુવાદો પણ જોયા છે. એક મનઃસુખરામ ઝવેરીનો. ઝીણા ઝીણા ક્ષમ્યાક્ષમ્ય અપવાદો બાદ કરતાં એ સરળ ને સુંદર અનુવાદ છે. બીજો યાજ્ઞિકનો અનુવાદ પણ એ શાકુન્તલનું ભાષાંતર નથીઃ એ તો.....કૈં નહિ, એ ગણનાપાત્ર નથી.

× × * × ×

છેવટે એક વસ્તું નોંધવી ઘટે છે. શકુન્તલાનું વલ્કલ વનલીલા ઢીલું કરે છે એ પ્રસંગમાં શાકુન્તલનો અર્થસંદર્ભ છે એમ કવિ ન્હાનાલાલ માને છે. આજની કુમારિકાઓનાં જંપર વગેરેને ઘણું કરીને બટન હોય છે. વળી, સ્હવારે પ્હેરેલું વલ્કલ અર્ધાએક કલાક જેટલા સમયમાં સાંકડું કરી મૂકે એટલું આજની કુમારિકાઓનું ત્વરાથી વધી ઉઠતું યૌવન

જોયું કે સાંભળ્યું નથી. એટલે પયોધરને વિસ્તાર આપતા યૌવનને આ નાટકમાં એ મીઠો વિપ્રલંભ અપાતો રહી જાય છે. બાકી એ નાટકનું બીજ તો વૈખાનસ દુષ્યંતને 'ચક્રવર્તી પુત્ર થાવ' એવું આશીર્વચન કહે છે તેમાં જણાય છે. પણ મ્હારે તો એ પ્રસંગ પણ જતો કરવો પડ્યો છે. જેમ બ્રહ્મર્ષિ દુર્વાસા જેવા અગ્નિસ્વરૂપ ઋષિઓ રહ્યા નથી તેમ ગુજરાતમાં સફળ આશીર્વાદ આપતા તપોધનો પણ આજે ક્યાં છે?

હું માનું છું ત્યાં લગી આપણા સાહિત્યમાં રસ-દર્શનનો આ પ્રથમ અખતરો છે.

આખરે આ નાટકમાં મ્હારા મિત્રોએ અવારનવાર જે સહાય આપી છે તે માટે એમનો તથા મ્હારા ઉતાવળિયા સ્વભાવને અનુકૂળ થઈ એક બે દિવસમાં એનું મુદ્રણ કરી આપવા માટે રા. મોહનલાલ બદામીનો આભાર માનું છું.

ગોપીપરુ, સુરત.
આશ્વિન ૧૯૯૧.

## પુરુષ પાત્રો :

નરેન્દ્ર : નાટકનો નાયક.

સર્વદમન : નાયક–નાયિકાનો પુત્ર.

હરિદત્ત શાસ્ત્રી : નાયિકાનો પાલક પિતા.

ધીરેન્દ્રદત્ત : નાયકનો આશ્રિત મિત્ર.

અચ્યુત : હરિદત્તનો પુત્ર.

સામંત, સારંગધર, જોહન ડ્રાઇવર, વાસુદત્ત, શીપ મુખી, વિ.

## સ્ત્રી પાત્રો.

શકુન્તલા : નાયિકા.

મધુરી : } એની સખીઓ.
યશાવતિ : }

મા : હરિદત્તની સ્ત્રી.

રખાવાળ, સન્યાસીની સ્ત્રીઓ
પનિહાર, ભીખારણ વિ.

# શકુન્તલા-રસદર્શન

## અંક પહેલો.

થિયેટરની આગલી 'રો'માં અર્જુન. સુવાસિનિ અને કપિલ બેઠાં છે.

**સુવાસિનિ:** કેમ કપિલભાઇ, ત્હમારૂં મ્હોં આમ ચઢયું લાગે છે?

**અર્જુન:** એ બીચારાને આવવું નહોતું ને આપણે લઇ આવ્યા તેમાં

**સુવાસિ.** હેં ખરી વાત ?

**કપિલ.** હા, માફ કરજો, પણ મ્હને આવી જાતના નાટકો પસંદ નથી.

**સુવાસિ.** કેમ ?

**કપિલ.** એમ છે કે એવાં નાટકોમાં મૂળનો રસ જળવાતો નથી ને બધું એવું કઢંગું ભેગું થાય છે કે આપણાં બધાં સુન્દર મનસ્વી ચિત્રો અને રમ્ય કલ્પનાઓ કથળી જાય છે.

સુવાસિ. (અર્જુનને) પણ ત્હમે તો કહેતા હતા કે......

અર્જુન હા, એને ચલાવવા તો દે.

કપિલ કેમ ત્યારે આને શકુન્તલા જોડે સંબંધ નથી એમ?

અર્જુન મેં જોયું નથી પણ વાસુ કહેતો હતો કે એ ઘટનાઓ વર્તમાન કાળમાં બને તો......

કપિલ એટલે તો લેખક કાલિદાસ સાથે સ્પર્ધા કરવા માંગે છે એમ થયું.

અર્જુન ના, ના, ક્યાં રસસમ્રાટ્ કાલિદાસ ને ક્યાં આ...

કપિલ ત્યારે એનો અર્થ શો?

અર્જુન કેમ વળી, આજના સમયનાં સ્ત્રીપુરુષો એ ભાવનાઓ ને આદર્શો કેમ જીવી શકે છે એનું ચિત્ર હશે. કહે છે બને ત્યાં લગી મૂળની ભાષા અને પ્રસંગો પણ જાળવી રાખ્યાં છે.

સુવાસિ. તેમાંજ શકુન્તલા રસદર્શન નામ રાખ્યું હશે, નહિ?

કપિલ (સમજતો ન હોય તેમ) એ મિથ્યા પ્રયત્ન છે. શાકુન્તલ જોડે તો કોઈનું નામ પણ દેવાય નહિ. શું એનું અપૂર્વ કલાવિધાન! શી રમ્ય રસસમૃદ્ધિ! કેટલુ પદલાલિત્ય. એની......

અર્જુન હા, એ તો એમજ છે. એ તો એક અને અદ્વિતીય છેજ.

કપિલ ત્યારે પછી આ અડપલાં શાં?

અર્જુન  અરે ભલા માણસ, એ અપૂર્ણ છે તેથીજ એ રસચન્દ્રિકાની અંજલિઓ ભરી આ નાટક રચ્યું હોય એમ કેમ ન હોય?

કપિલ  વારુ, કહો જોઉએ આ નાટકનો આરંભ કેમ થાય છે? એટલે હું સમજી શકીશ.

અર્જુન  જેમ મૂળમાં મહારાજ દુષ્યન્ત મૃગયાએ નીકળ્યા છે, અને......

કપિલ  તમે આ જ નાટકનું વસ્તુ કહો-તો બસ છે. મૂળ તો શબ્દે શબ્દ મ્હને યાદ છે.

અર્જુન  એક સુઓ રસોત્સવમાં ગયો છે. પાછા આવતાં ત્હેની મોટર......

કપિલ  (મોટા સાદે) મોટર!

અર્જુન  હા, વર્તમાન કાળમાં ક્યાં રથ હોય છે?

કપિલ  (સુવાસને) સુવાસબ્હેન, તમને માઠું લાગે નહિ તો હું રજા લઉં. મ્હારાથી આ નાટક જોઈ શકાય એમ નથી. શાકુન્તલના પ્રસંગો સાથે મોટરની વાત એકમુખે થવા માંડે એ ખરેખર અસહ્ય છે.

ઉભો થાય છે.

સુવાસિ. પણ......

કપિલ  (ઉતાવળે) મ્હને ક્ષમા કરો.

એટલામાં પડદો ઊપડવાની
ઘંટી થાય છે.

અર્જુન વારુ, ત્યારે કાલે મળજે.

કપિલ નમસ્કાર કરી જાય છે.

સુવાસિ આપણે આવાં નાટકમાં તે શું આવ્યાં? તે આ
છેક નઠારૂં છે, એમ?

અર્જુન કોણ જાણે, કાલિદાસ પોતે તો કહે છે કે

જુનુંય રૂડું નથી કૈં બધુંયે
નવું નહિ કાવ્ય સદાય નિન્દ્ય
ધીરો પરીક્ષા કરી મૂલ્ય આંકે
દોરાય મૂઢો પરબુદ્ધિદોર્યા.

# પ્રવેશ પહેલો.

**સમય:** સ્હવાર. **સ્થળ:** એક રસ્તે એક મોટર ત્વરાથી પ્રવેશ કરે છે. આગળ ડ્રાઇવર છે. પાછળ નરેન્દ્ર બેઠો છે. જરાક આગળ રસ્તામાં સમારકામ થતું હોય તેમ રસ્તો બંધ દેખાય છે. તે જોઇ ડ્રાઇવર ગાડી ધીરી પાડે છે.

**નરેન્દ્ર** કેમ જોહન ?

**જોહન** હજુર, રસ્તો બંધ જણાય છે.

ગાડીની ગતિ વધારે ધીરી પડે છે. નરેન્દ્ર લાંબી નજરે એ તરફ જુએ છે.

**નરેન્દ્ર** હા, ખરી વાત છે, ત્યારે ગાડી થંભાવો

**જોહન** જી.

**નરેન્દ્ર** ફેરાવતો માર્ગ તો અતિ લાંબો હશે. બીજો કયાંઈ રસ્તો નથી ?

> બેઉ ઉતરે છે. જોહન આગળ જઈ પાછો આવે છે.

**જોહન** હજુર, રસ્તો થોડેજ લગી આવો બંધ છે. આપ હૂકમ કરો તો આ ( ડાબા હાથનાં ખેતર બતાવતો ) બાજુએ થઈને ગાડી લઈ જોઉં.

> નરેન્દ્ર રસ્તાની પડખે કેળનાં જૂથ છે તે તરફ દ્રષ્ટિ કરે છે.

**નરેન્દ્ર** ક્યાં આ કેળમાં થઈને? ના, ના, એમ તો થાયજ નહિ.

> કદલીવૃંદ તરફ દ્રષ્ટિ કરી રહે છે.

(બબડતો હોય તેમ) ના, ના, એ તો પુષ્પ રાશિમાં અગ્નિ વેરવા જેવું કે મૃદુલ મૃગને વજ્ર શરથી વીંધવા જેવું થાય. (જરા વારે) આપણો મૂકામ તો અહિંથી ઘણે દૂર ખરું ?

**જોહન** જી, હા, બારેક માઇલ થતા હશે.

**નરેન્દ્ર** આટલામાં કોઈ ગામડું પણ નહિ હોય ખરું ?

**જોહન** (ચારે ગમ જોતો) માલમ નહિ, તલાસ કરું ?

**નરેન્દ્ર** જોઇએ. મ્હને તો તરસ પણ સખત લાગી છે

(જરાવારે) રસ્તે વસ્તી પણ બીલકુલ જણાતીનથી.

બેઉ જરાક વાર ઊભા રહે છે. એટલામાં એક પુરુષ આવતો જણાય છે.

કોઇ આવે છે ખરું.

બેઉ એ દિશામાં જોઈ રહે છે. અચ્યુત આગળ આવે છે અને મોટર તરફ જુએ છે.

**અચ્યુત** આપને રોકાવું પડ્યું છે ?

**નરેન્દ્ર** હા, આ રસ્તો બંધ છે ત્હેની ખબર નહિ.

**અચ્યુત** હા, જી, કાલે અકસ્માત આ નાળાનો બંધ ધસી આવ્યો તે અમે રસ્તો બંધ કરાવ્યો છે.

**જોહન** (ધીરેથી આવનારને આંજી નાંખવા હોય તેમ) સુબા સાહેબ છે.

**અચ્યુત** ( સાંભળ્યું ન હોય તેમ નરેન્દ્રને ) આપ ક્યાંથી પધારો છો ? ક્યાં જવું છે ?

**નરેન્દ્ર** ઉત્તરાયનના સમુદ્ર કિનારે રસોત્સવ હતો ત્યાં ગયો હતો અને નીરવલ્લીમાં મુકામ રાખ્યો છે.

**અચ્યુત** નીરવલ્લી તો બહુ દુર છે ને સૂર્ય તો તપવા માંડ્યો છે.

**જોહન** હા.

**નરેન્દ્ર** ફેરાવનો માર્ગ તો અતિ લાંબો હશે. બીજો ક્યાંઇ રસ્તો નથી ?

બેઉ ઉતરે છે. જોહન આગળ જઈ પાછો આવે છે.

**જોહન** હજુર, રસ્તો થોડેજ લગી આવો બંધ છે. આપ હૂકમ કરો તો આ ( ડાબા હાથનાં ખેતર બતાવતો ) બાજુએ થઈને ગાડી લઈ જોઉં.

નરેન્દ્ર રસ્તાની પડખે કેળનાં જૂથ છે તે તરફ દ્રષ્ટિ કરે છે.

**નરેન્દ્ર** ક્યાં આ કેળમાં થઈને? ના, ના, એમ તો થાયજ નહિ.

કદલીવૃંદ તરફ દ્રષ્ટિ કરી રહે છે.

( બબડતો હોય તેમ ) ના, ના, એ તો પુષ્પ રાશિમાં અગ્નિ વેરવા જેવું કે મૃદુલ મૃગને વજ્ર શરથી વીંધવા જેવું થાય. (જરા વારે) આપણો મૂકામ તો અહિંથી ઘણે દૂર ખરું ?

**જોહન** જી, હા, બારેક માઇલ થતા હશે.

**નરેન્દ્ર** આટલામાં કોઈ ગામડું પણ નહિ હોય ખરું ?

**જોહન** (ચારે ગમ જોતો) માલમ નહિ, તલાસ કરું ?

**નરેન્દ્ર** જોઇએ. મ્હને તો તરસ પણ સખત લાગી છે

(જરાવારે) રસ્તે વસ્તી પણ બીલકુલ જણાતીનથી.

બેઉ જરાક વાર ઊભા રહે છે. એટલામાં એક પુરુષ આવતો જણાય છે.

કોઇ આવે છે ખરું.

બેઉ એ દિશામાં જોઈ રહે છે. અચ્યુત આગળ આવે છે અને મોટર તરફ જુએ છે.

**અચ્યુત** આપને રોકાવું પડયું છે ?

**નરેન્દ્ર** હા, આ રસ્તો બંધ છે ત્હેની ખબર નહિ.

**અચ્યુત** હા, જી, કાલે અકસ્માત આ નાળાનો બંધ ધસી આવ્યો તે અમે રસ્તો બંધ કરાવ્યો છે.

**જોહન** (ધીરેથી આવનારને આંજી નાંખવા હોય તેમ ) સુબા સાહેબ છે.

**અચ્યુત** ( સાંભળ્યું ન હોય તેમ નરેન્દ્રને ) આપ ક્યાંથી પધારો છો ? ક્યાં જવું છે ?

**નરેન્દ્ર** ઉત્તરાયનના સમુદ્ર કિનારે રસોત્સવ હતો ત્યાં ગયો હતો અને નીરવલ્લીમાં મુકામ રાખ્યો છે.

**અચ્યુત** નીરવલ્લી તો બહુ દુર છે ને સૂર્ય તો તપવા માંડયો છે.

**અચ્યુત** (જમણા હાથ તરફ ઢોળાવ બતાવતો) અમે અહિં પાસેજ રહીએ છિયે. આપને વાંધો ન હોય તો પધારશો? દરમ્યાનમાં ડ્રાઇવર ફરીને ગાડી સામી બાજૂએ લઇ આવશે.

નરેન્દ્ર એ તરફ દ્રષ્ટિ કરે છે. ત્યાં ઢોળાવના ટોચ પર વૃક્ષોનાં ઝુંડ દેખાય છે.

**નરેન્દ્ર** પેલું કુંજ જેવું દેખાય છે ત્યાં રહો છો?

**અચ્યુત** હા જી, એ બધાં કદંબ છે. અમે એને કદંબવન કહીએ છિયે.

**નરેન્દ્ર** કેવું રમણીય સ્થળ છે? અસલનાં તપોવનનું સ્મરણ થઈ આવે છે. એવાં સ્થળોમાં વ્યથિત ચિત્તને સહજ આનંદ પ્રાપ્ત થતો હશે.

અલ્પ વાર એ દૃશ્ય જોઇ રહે છે.

તહમે કોણ છો?

**અચ્યુત** મ્હારૂં નામ અચ્યુત. મ્હારા પિતા વટ ગામના વતનદાર છે.

**નરેન્દ્ર** કોણ હરિદત્ત શાસ્ત્રીજી?

**અચ્યુત.** હા જી, આપ અમારૂં આતિથ્ય સ્વીકારશો તો અમે કૃતકૃત્ય થઇશું.

**નરેન્દ્ર** મેં તો સાંભળ્યું હતું કે શાસ્ત્રીજી સર્વ મહા તીર્થોની યાત્રાએ ગયા છે.

અચ્યુત હા, જી, પણ......

નરેન્દ્ર કેમ નહિ? મેં તો સાધારણ પૂછ્યું હતું. પણ ત્હમારે તો આ બાજૂએ જવું છે, નહિ?

અચ્યુત કૈં નહિ;......

નરેન્દ્ર મ્હારે ખાતર ત્હમારા કામમાં વિક્ષેપ......

અચ્યુત અતિથિ સત્કાર કરતાં મ્હારૂં કાર્ય વિશેષ નથી; પધારો.

નરેન્દ્ર હા, ચાલો; (જોહનને) જોહન, ત્યારે ત્હમે ગાડી પેલી બાજુએ લઈ આવો.

જોહન જી.

અચ્યુત પધારો.

નરેન્દ્ર હા, ચાલો.

બેઉ જાય છે

પડદો પડે છે.

## પ્રવેશ બીજો

**સમય:** સ્હવાર. **સ્થળ:** હરિદત્ત શાસ્ત્રીનો નિવાસ.

અચ્યુત અને નરેન્દ્ર પ્રવેશ કરે છે

**નરેન્દ્ર** (સ્વગત) મ્હારો જમણો કર કેમ આમ ફરકે છે ? આવા સ્થળ પ્રસંગે એનું શું ફળ ? કોણ જાણે. કહે છે નિર્મિત વાસ્તે સર્વત્ર દ્વાર ખુલ્લાં હોય છે.

**અચ્યુત** બિરાજો. (નરેન્દ્ર બેસે છે.) આપ કશી વાતે સંકોચ ના રાખશો.

અચ્યુત અંદરના ખંડમાં જાય છે. થોડીવારે યશવતિ જળપાત્ર લઇ આવે છે, ને નરેન્દ્ર આગળ મુકે છે. પાછળ અચ્યુત આવે છે.

**નરેન્દ્ર** (અચ્યુતને) ત્હમે ત્હમારા કામમાં કે......

**અચ્યુત** ના જી, હું જાઉં છું. આપને કાંઈ જોઈતું મૂકતું

હોય તો માંગી લેજો. આપ જરા વિશ્રાંતિ લેશો એટલે હું અધઘડીમાં પાછો આવી જઈશ. (યશને) યશ, જોજે હો.

**યશ.** વારુ.

**નરેન્દ્ર** ભલે, જઈ આવો.

**અચ્યુત** હાજી.

અચ્યુત તથા યશ જાય છે.

**નરેન્દ્ર** કેવાં સંસ્કારી સજ્જન છે! આમને જોઉં છું ને અસલના ઋષિ મુનિઓનાં પુનિત જીવન સાંભરે છે. (ઉભો થાય છે ને આંટા મારે છે) શાસ્ત્રીજી વિદ્વાન છે એમ તો સાંભળ્યું હતું, પણ એમનું કુટુંબ પણ આટલું સંસ્કારી હશે એની કલ્પના નહિ. મ્હને.........

અટકી પડે છે ને કાન માંડી સાંભળતો હોય તેમ ઉભો રહે છે.

વાડીમાંથી કોઇનો મંજૂલ સ્વર આવે છે. કોણ હશે? (જરા અટકી) લાવ, જોઉં.

બહાર વાડીમાં જાય છે. એક કુંજમાં ત્રણ કુમારિકાઓ રંગોળીએ સ્વસ્તિક પૂરતી જણાય છે. દૂરથી ત્હેમને જોઈ થંભી જાય છે.

(આંખો ચોળતો) મ્હને સ્વપ્ન આવે છે શું? વનદેવતાઓ સમી આ સુન્દરીઓ સત્ય છે કે સ્વપ્ન? (ઘડીભર જોઈ રહે છે) અહા! કેવાં મધુર રૂપ! સ્વર્ગની અપ્સરાઓ ક્રીડાએ આવી છે કે શું? એમજ હશે. નહિ તો આ નિઃસત્વ વસુન્ધરામાં આવું લાવણ્ય ક્યાંથી સંભવે?

એટલામાં કુમારિકાઓની વાત-
ચિતનો ધ્વનિ સંભળાય છે.

ના, ના, મનુષ્યોજ લાગે છે. શી અલૌકિક મૂર્તિઓ છે? વન વગડામાં પણ આવાં સુન્દર કુસુમો ખીલે છે, એમ? આવાં રસિક દર્શન કોઇક જન્મનાં પૂણ્યે કરીજ થતાં હશે. અહો! સુભાગ્ય!

પાછો જવા માંડે છે એટલામાં
પડદામાં ચશનો અવાજ આવે
છેઃ "મધુરી, બીજો થોડોક
આસ્માની રંગ લઈ આવ તો."

અરે! આ કુમારિકા તો આ તરફ આવે છે. લાવ, હું બાજૂએ ઉભો રહું.

લતા મંડપની એક બાજૂએ
સંતાય છે. જરાક વારે મધુરી
હાથમાં રંગદાન લઇ આવે
છે. એની દૃષ્ટિ એક વૃક્ષ પર

પડે છે ને અટકી જાય છે.

**મધુરી** (મ્હોટે સાદે) શકુન્તલા, શકુન્તલા, ત્હારૂં આ કેસર તો જો–આમ કેમ થઇ ગયું ?

ઉતાવળે શકુ. પ્રવેશ કરે છે.
ત્હેની પાછળ યશ આવે છે.

**નરેન્દ્ર** (શકુન્તલાને જોઇ) અહો ! શું રમણીય રસદર્શન ! કેવી અપૂર્વ રૂપદેવતા !

**શકુ.** (સચિન્ત) શું થયું, મધુરી ?

**મધુરી** જો ને, આ કેસર આમ કેમ લચી ગયો છે !

શકુ. કેસર પાસે જવા માંડે છે.

**યશ.** એ તો એને યૌવન સાંપડ્યું ત્હેના ભારથી નમી પડયો હશે.

શકુ. જાણે કેસરને ટેકો આપતી
હોય તેમ ઉભી રહે છે.

અલિ, શકુન્તલા, એમજ જરી ઉભી રહે, જોઉં. (મધુરીને) મધુરી, જો તો ખરી શકુન્તલા આમ લતા જેવી ઉભી છે તે કેસર જાણે સન્જોડ ઉભો રહયો હોય એવું દેખાય છે.

**શકુ.** લતા નામે તેં મ્હને નવમાલિકાનું ઠીક સંભારણું દીધું. કાલની મ્હારાથી તો એને જોવાઇએ નથી.

એ તરફ જાય છે. આમ્રવૃક્ષે
વીંટાયલી લતાને જોઈ.

યશ. આ બેઉનો સંયોગ કેવો સુભગ છે?

શકુ: એ તરફ ન્યાળી રહે છે.

નરેન્દ્ર (સ્વગત) અરે, આમ ઉભો રહ્યો છું તે હું તે શું કરી રહ્યો છું? અપૂર્વ સૌન્દર્યદર્શનથી આકર્ષાઇ હવે તો હું યોગ્યાયોગ્ય પણ ભૂલતો જાઉં છું. આવા પુણ્યાશ્રમમાં તો આવું વર્તન હોયજ નહિ. નહિ તો વળી આવી અપૂર્વ ચમત્કૃતિ ક્યાંથી જન્મ પામે? કોટ્યાવધિ જીવોનાં ભવોભવનાં અખંડ પુણ્યે કદીક આવી એકાદ સૌન્દર્ય-મૂર્તિ જન્મતી હશે.

યશ. મધુરી, જાણે છે આ નવ માલિકાને શકુન્તલા આટલી બધી કેમ નીહાળી રહી છે?

મધુરી ના, બ્હેન, કહે. જોઉં.

યશ. આ નવમાલિકાનો એના અનુરૂપ તરુવર જોડે જેમ સંયોગ થયો તેમ મ્હને મ્હારા...

શાકુ. એમ કરી ત્હારાજ મનોરથ જણાવતી હઇશ.

એટલામાં દૂરથી એક હરિણી દેખાય છે. મધુરી ત્હેને જુએ છે ને ત્હેના તરફ દોડી જઈ એને દોરતી લઈ આવે છે, અને હરિ યાળી પર બેસી ત્હેને પંપાળે છે

યશ. મધુરી, મૃદંગીને અહિં લાવ, જોઉં.

મધુરી ના, છો અહિં રહી.

યશ ત્હેની પાસે જાય છે ને બલાત્કારે ત્હેને ઉચકવા જાય છે શકુ. પાસે આવે છે.

શકુ. અરે, અરે, આમ શું કરે છે? એ બીચારીને કેટલું કષ્ટ થાય? યશ, તું તો હજી એને બચ્ચુંજ ગણે છે.

યશ. અરરર, એ તો ભૂલીજ જવાય છે. (મૃદંગી તરફ જોતી) જો તો ખરી, રૂપમાં યે એ કેવી વધી ઉઠી છે?

પંપાળતી ઉભી રહે છે ને સકુ. તરફ દૃષ્ટિ કરે છે.

(એક બાજુએ) મધુરી, મૃદંગી તો ઠીક, આ શકુન્તલાયે કેવી ખીલી રહી છે? એના કમખામાં એનું યૌવન. તો સમાતુંયે નથી.

બેઉ સખીઓ શકુ. ને સ-રસ જોઇ રહે છે. થોડીક વારે

મધુરી યશ, આજે તો મૃદંગીની જન્મતિથિ છે.

યશ. (હરખ ભેર) એમ? (જરાક વારે) તે મધુરી, દાદાજીએ મૃદંગીના ગ્રહ જોયા નહિ હોય?

**મધુરી** જોયાજ હશે તો.

**શકુ.** હા મ્હારા અને એના ગ્રહ લગભગ સરખા છે.

**યશ.** એમ (અટકે છે) ત્યારે આમ કેમ ?

અટકી જતી હોય તેમ ચાળા કરતી ઉભી રહે છે.

**મધુરી** શું કેમ ?

**નરેન્દ્ર** (સ્વગત) મ્હારૂં હૃદય કેમ આમ ધડકે છે ?

**યશ.** કેમ વળી ? મૃદંગી તો સનાથ થઈ ગઇ, ને ...

**શકુ.** ત્હને તો એનું એજ સૂઝયાં કરે છે.

ત્રણે કુમારિકાઓ ચૂપ ઉભી રહે છે .જરીક વારે મધુરી અને યશ એક બાજુએ જાય છે ને ગુપ ચૂપ વાતો કરે છે. શકુન્તલા મૃદંગી પાસે બેસી રહે છે.

**નરેન્દ્ર** (સ્વગત) ત્યારે હજી એ કૌમાર સેવે છે. પણ એમાં મ્હારૂં ચિત્ત શા મેળે આમ પ્રસન્ન થાય છે ? (જરાવારે) માનવ હૃદય કેટલું લોભી છે ? અલ્પ ક્ષણ પરના અપરિચિત કુટુંબની કથામાં જાણે સ્વજન વાર્તા હોય એટલો તે રસ લે છે; એનો એવડો શો અધિકાર ? અરે, મ્હારો સ્વભાવ કેમ આમ અસંસ્કારી થતો જાય છે ? કોણ જાણે

કેમ, આ વિરલ સૌન્દર્યથી ચિત્ત પ્રસન્ન થતું નથી અને કશાકની ઉણપ રહ્યાં કરે છે. (વિચાર કરતો હોય તેમ) આ સુધન્ય અનુભવે કૃતકૃત્ય થવાને બદલે મારું હૃદય સ્વામિત્વ ઝંખે છે? અરે, મ્હને આ કેવા વિચારો આવે છે? મ્હારું મન કેમ આમ કનિષ્ઠ વલખાં મારે છે? મ્હારે આ લોક સાથે શું? હું તો કુમુદ......

એટલામાં યશ જોરથી હસીને મધુરીના હાથમાં તાળી આપે છે. નરેન્દ્રની વિચારમાળા તુટે છે. શકુ. સખીઓ તરફ જુએ છે. મધુરી હસતી હા પાડતી ઉભી રહે છે.

મ્હારા મનમાં કેમ આમ ધ્રાસકો પડે છે? એ લોકે શી વાત કરી હશે? એનાં લગ્ન વિશે તો એમણે વાત નહિ કરી હોય?

અલ્પ વાર એ તરફ જુએ છે.

મનની કેવી વિદ્યુત ગતિ છે? મીટ માત્રમાં એ કેટકેટલા વિચારો કરી વળ્યું? પણ એવું હોય તેમાં મ્હારે શું?

પરાણે હૃદયને ઘસડી જતો હોય તેમ હોઠ ડાબી સ્વસ્થ થતો ટટ્ટાર ઉભો રહે છે.

શકુ. તુમે બે શું હસ્યાં કરો છો ?

નરેન્દ્ર (સ્વગત) હૃદય, હળવું થા. શકુન્તલા એજ પ્રશ્ન પૂછી રહી છે.

યશ. કૈં નહિ, આ તો મધુરી કહે છે કે આવતે વર્ષે એ એને મોસાળ જવાની છે.

મધુરી જોરથી હસી પડે છે. શકુ. ઉભી થાય છે અને સખીઓની પાસે જાય છે.

શકુ. જુઠ્ઠી, કહે, જોઉં, શું છે ?

યશ એમ કે દાદાજી પાછા આવશે પછી ત્હારા......

શકુ. જા, જા, એમાં જરાયે સત્ય નથી.

નરેન્દ્ર (શ્વાસ લેતો હોય તેમ, સ્વગત) હા–શ, આટલાં એક વાક્ય ખાતર જીવ કેટકેટલા બ્રહ્માંડોમાં ઘૂમી વળ્યો હતો ? (જરા વારે) અરે, પણ મ્હારૂં શું થવા બેઠું છે ?

યશ. તે......

શકુ. મ્હારે એવી અનર્થી વાતો સાંભળવી નથી. હું તો મ્હારે જાઉં છું.

ઘર તરફ જવા માંડે છે.

યશ. અરે વાહ ! આમ ક્યાં જાય છે ? હજી સાથિયો અધુરો છે. વળી, આજનો ગરબો પાકો કરવો નથી ?

શકુ. હા, એ પણ ખરી વાત; પણ ત્યારે શું થાય ? આપણે આમ અમરતી વાતો કર્યાં કરી ને વખત ભરાઈ ગયો, ને ભાઇ કહેતા હતા તે અતિથિને કૈં જોઇતું મૂકતું હશે તો ?

નરેન્દ્ર (સ્વગત) મ્હારે શું જોઈએ છે ? આવાં સુન્દર કાર્યમાં પ્રવૃત્ત થયલાં આમને જોઈ રહેવાય એજ શું ઓછું સુભાગ્ય છે ? લાવ, હુંજ એમને ના કહું. (જરા અટકી) પણ એથી હું અસભ્ય નહિ લાગું ? (વિચાર કરી) એમ થાય તો ભલે; મ્હારે ખાતર એમને રસભંગ થાય એ તો અક્ષમ્ય છે. (પ્રગટ થતાં) મ્હારે કૈંજ જોઇતું નથી.

ત્રણે કુમારિકાઓ સંકોચાઇ ઉભી રહે છે.

અને અનુજ્ઞા વગર ત્હમારી રસવાર્તા સાંભળતો હતો તે માટે હું ક્ષમા માંગુ છું.

સખીઓ એકમેક સામું જોઈ લે છે.

યશ. આતિથ્ય ધર્મમાં વિક્ષેપ થાય એ માટે શકુન્તલા સચિન્ત થતી હતી.

નરેન્દ્ર (સ્વગત) આ દર્શન માત્રે અતિથિ સત્કાર સંપૂર્ણ થઈ જાય છે. નર્યાં સૌંદર્યના દર્શનથી અધિક આદર શો હોય ?

(પ્રગટ) ત્હમારી વિવેકી વાણીમાં ત્હમારો આતિથ્ય ધર્મ સંપૂર્ણ થયો છે.

શકુ. (સ્વગત) આમને જોઈ હૃદયમાં આ શું થઈ રહ્યું છે?

ભોંયખણતી અધોમુખી થઈ ઉભી રહે છે.

યશ. (નરેન્દ્રને) એ તો આપનું સૌજન્ય.

નરેન્દ્ર. (સ્વગત) એની દૃષ્ટિમાં કેટલી સ્વજનતા છે? કે પછી મ્હનેજ એમ લાગે છે? અથવા બસ થયું. હું તો સાવ અશિષ્ટ થતો જાઉં છું.

શકુ. હું તો જાઉં છું.

યશ. અરે વાહ! કેવી નગુણી છે? અતિથિનો આદર પણ સારો કરે છે!

નરેન્દ્ર. ના, ના, વિનોદમાં પણ એવું કઠોર વાક્ય બોલશો મા. રમનારાંઓની રમતમાં પણ કમળ તંતુઓ તો ત્રુટી જાય છે.

યશ અને મધુરી એકમેક સામે જુએ છે. શકુ. શૃંગાર લજ્જાનું નિરુપણ કરે છે.

શકુ. હું જાઉં છું.

સખીઓ અનુત્તર રહે છે. શકુ. ઉભી રહે — ક વારે

યશ. (સસ્મિત) તે જાની જવું હોય તો. આ અતિથિ મહાશયે ત્હારૂં ઉપરાણું લીધું ત્યારથી કોઈએ ત્હને ઓછી રોકી રાખી છે?

શકુ. (સ્વગત) આ શરીર પર મ્હારો અધિકાર ચાલે ત્યારે જવાય કની?

શકુ. ત્યાંજ ઉભી રહે છે.

યશ. (સ્મિત કરી) શકુન્તલા, તું યે ખરી છું, હોં. જાઉં છું, જાઉં છું કરે છે ને તસુ ખસતી તો છે નહિ!

શકુ. રોષ પ્રદર્શિત કરતી હોય તેમ સખીઓ ભણી જુએ છે.

શકુ. (ક્રોધ દર્શાવતી) હા, તે જવું હશે ત્યારે જઇશ. તું કોણ મ્હને 'હા', 'ના' કહેનારી?

મધુરી (એક બાજૂએ) યશ, આમ વઢો છો શું? કોઇ આગળ આવું તે થતું હશે?

(પ્રગટ) પછી ગરબાનું શું કરીશું?

યશ. (નરેન્દ્રને) અહિંનાં વસન્તોત્સવમાં નિત્ય ગરબા થાય છે. આજે શકુન્તલાનો વારો છે તે (શકુન્તલા સામે જોઇ) અમે ગરબો પાકો કરવાનાં હતાં.

નરેન્દ્ર (સ્વગત) શો ધન્ય દિવસ! પ્રભાતે કોઇ પુણ્યવન્તાનું દર્શન થયું હશે. (પ્રગટ) અનુજ્ઞા હોય તો હું

( પ્રગટ) ત્હમારી વિવેકી વાણીમાં ત્હમારો આતિથ્ય ધર્મ સંપૂર્ણ થયો છે.

**શકુ.** (સ્વગત) આમને જોઈ હૃદયમાં આ શું થઈ રહ્યું છે ?

ભોંયખણતી અધોમુખી થઈ ઉભી રહે છે.

**યશ.** (નરેન્દ્રને) એ તો આપનું સૌજન્ય.

**નરેન્દ્ર.** (સ્વગત) એની દૃષ્ટિમાં કેટલી સ્વજનતા છે ? કે પછી મ્હનેજ એમ લાગે છે ? અથવા બસ થયું. હું તો સાવ અશિષ્ટ થતો જાઉં છું.

**શકુ.** હું તો જાઉં છું.

**યશ.** અરે વાહ ! કેવી નગુણી છે ? અતિથિનો આદર પણ સારો કરે છે !

**નરેન્દ્ર.** ના, ના, વિનોદમાં પણ એવું કઠોર વાક્ય બોલશો મા. રમનારાંઓની રમતમાં પણ કમળ તંતુઓ તો ત્રુટી જાય છે.

યશ અને મધુરી એકમેક સામે જુએ છે. શકુ. શૃંગાર લજ્જાનું નિરુપણ કરે છે.

**શકુ.** હું જાઉં છું.

સખીઓ અનુત્તર રહે છે. શકુ. ઉભી રહે છે. જરાક વારે

ચુપ બેસે છે.

મધુરી શકુન્તલા, તું કિયો ગરબો ગવાડવાની છે?

શકુ. મેં વિચાર કર્યો નથી.

યશવતિ દિલરુબા લઈ આવે છે અને તાર મેળવી દિલરૂબા શકુને આપે છે.

ના, હું કૈં વગાડીશ નહિ.

યશ. ત્યારે કોણ વગાડે?

યશની દૃષ્ટિ સહજ નરેન્દ્ર તરફ જાય છે. શકુ. તે જૂએ છે ને ઉતાવળે દિલરુબા લઈ લે છે.

કિયો ગરબો ગવાડે છે?

શકુ. મ્હને તો કૈં સૂઝ પડતી નથી.

યશ. "જો ને રોહિણિ પેલો આવ્યો." ?

યશ મધુરી સામે જોઈ સ્મિત કરે છે. શકુ. ચમકે છે અને શરમાય છે.

નરેન્દ્ર (સ્વગત) મ્હને ઉદ્દેશીને તો કહેવાયું નહિ હોય?

મધુરી (સસ્મિત ધીમેથી) હા, એજ યોગ્ય છે.

શકુ. શરમાતી ધીમે ધીમે સંગીત

યે રોકાઇ રહુ.

શકુ. નરેન્દ્ર તરફ આડી નજર કરી લે છે.

**શકુ.** (મ્હોં ચઢાવી, મધુરીને) ના, ના.

**યશ.** તે અહિં આમ શરમાય છે તે રાતે આટલાં બધાં લોકમાં કેમ કરીશ ?

**મધુરી** (ધીરેથી) કોઈ કહે ત્હેને આમ ના કહેતાં હઈશું ? ચાલ.

શકુનો હાથ ઝાલી હરિયાળીપર બેસે છે.

યશ, તું દિલરુબા લઈ આવ તો.

યશ જવા માંડે છે ને નરેન્દ્ર સામે જોઈ ઉભી રહે છે.

**યશ.** (જતાં જતાં) અહિં બેસશો કે સાદડી લઈ આવું ?

નરેન્દ્ર શકુ ને જોતો ઉભો હોય છે, તે ચમકે છે.

**નરેન્દ્ર** અરે, ના. હું તો......(અટકી પડે છે)

**યશ.** શું ?

**નરેન્દ્ર** (સ્વસ્થ થઇ) ના, (હરિયાળી બતાવતો) આ સ્થળ કરતાં સુન્દર પાથરણું ક્યાંથી લાવશો ?

યશવતિ જાય છે, એક બાજૂએ નરેન્દ્ર બેસે છે, જરાકવાર બધાં

ચુપ બેસે છે.

મધુરી   શકુન્તલા, તું કિયો ગરબો ગવાડવાની છે?

શકુ.   મેં વિચાર કર્યો નથી.

યશવતિ દિલરુબા લઈ આવે છે અને તાર મેળવી દિલરુબા શકુને આપે છે.

ના, હું કૈં વગાડીશ નહિ.

યશ.   ત્યારે કોણ વગાડે?

યશની દૃષ્ટિ સહજ નરેન્દ્ર તરફ જાય છે. શકુ. તે જૂએ છે ને ઉતાવળે દિલરુબા લઈ લે છે.

કિયો ગરબો ગવાડે છે?

શકુ.   મ્હને તો કૈં સૂઝ પડતી નથી.

યશ.   "જો ને રોહિણિ પેલો આવ્યો." ?

યશ મધુરી સામે જોઈ સ્મિત કરે છે. શકુ. ચમકે છે અને શરમાય છે.

નરેન્દ્ર   (સ્વગત) મ્હને ઉદ્દેશીને તો કહેવાયું નહિ હોય?

મધુરી   (સસ્મિત ધીમેથી) હા, એજ યોગ્ય છે.

શકુ. શરમાતી ધીમે ધીમે સંગીત

શરૂ કરે છે.

શકુ.

તેજનાં અમૃતે સુહાતો, એ ચન્દ્રમા,
જો ને, રોહિણિ, પેલો આવ્યો.
આયુષ્ય ફુલ શું, સુન્દરીનાં સ્મિત શું
અભ્ર ભરી અમી લાવ્યો—એ ચન્દ્રમા, જો ને......

નરેન્દ્ર સ્તબ્ધ થઈ સાંભળી રહે છે.

નરેન્દ્ર (સ્વગત) જાણે કિન્નર સુન્દરી પૃથ્વી પર અવતરી ન હોય.

શકુ. ત્હમે ઉપાડતાં તો છો નહિ.

યશ. તું એક વાર ગાઇ જા, એટલે અમને સમજ પડશે.

શકુ. સક્રોધ સખીઓ તરફ જુએ છે ને આગળ ગાવા માંડે છે.

શકુ.

રસની કુંપેરે વીણી વીણી લાવી,
અનન્ત એ મલકાયો—એ ચન્દ્રમા, જો ને.....

શકુ.ની આંખો સહજ ઉંચી થાય છે. ને નરેન્દ્ર તરફ વળે છે.

નેહે ભર્યાં એનાં હાસ્યે લસન્તો
આનંદ તો ના સમાયો—એ ચન્દ્રમા, જો ને.....

—જગની આશા ને જગના ઉલ્લાસો,
ઝીલતાં એ ય ઝીલાયો—એ ચન્દ્રમા, જો ને......

શકુ દિલરુબા ભોંય પર મૂકે છે.
એની નજર નરેન્દ્ર સામે જાય છે.

નરેન્દ્ર મેં હજી આવું મધુર સંગીત કદી સાંભળ્યું નથી

યશ. ના, આજે તો એણે બરાબર ગાયુંજ નહિ; કેમ મધુરી?

મધુરી હા, બાકી સુંદર ગાય છે.

નરેન્દ્ર (સાશ્ચર્ય) એમ?

મધુરી હા.

યશ. શકુન્તલા, પેલું ગા જોઈએ "રસકે ભરે તોરે નયન"

શકુ. (ડાળા કાઢતી હોય તેમ) ના, હવે હું કૈં ગાવાની નથી. ચાલો આપણે જઈએ.

શકુ. ઉભી થવા જાય છે. યશ
ત્હેનો હાથ ઝાલી બેસારે છે.
શકુ. નરેન્દ્ર તરફ જુએ છે.
નરેન્દ્રની તે તરફ દષ્ટિ થતાં
દૃષ્ટિ વાળી લે છે.

નરેન્દ્ર એમને નજ ગાવું હોય તો પછી........

મધુરી ના, ના, એતો અમસ્તી.

યશ. ચાલ તું વગાડીશ નહિ, મધુરી વગાડશે પછી

મધુરી સારૂં.

મધુરી દિલરુબા લે છે. નરેન્દ્ર શકુ. સામે જુએ છે. થોડીવાર કોઇ બોલતું નથી.

યશ. ચાલ, શરુ તો કરતી નથી.

શકુ. (મ્હોં ભારે કરી) ના, મ્હને નથી ગોઠતું.

નરેન્દ્ર નિરાશ થતો જણાય છે. શકુ. આડી આંખે તે જુએ છે.

યશ. આમ માન શું માંગતી હઇશ?

શકુ. (અપમાન પામતી હોય તેમ) હું કૈં માન નથી માંગતી.

યશ. ત્યારે આ શું કરે છે?

મધુરી એ તો ગાશે.

શકુ. પણ એકજ ગીત હોં.

યશ. સારુ.

શકુ. કૈંક યાદ કરતી હોય તેમ બેસે છે.

શકુ. મ્હને તો કંઈ યાદ આવતું નથી.

યશ. નહિ તો અમસ્તી અમસ્તી ગાયાં કરે છે ને......

મધુરી દિલરુબામાંથી ધ્વનિ કાઢે છે.

**શકુ.** ના, એ સૂરે કૈં મારાથી નહિ ગવાય.

**મધુરી** આ?

મધુરી સ્વર બદલે છે. શકુ ઈશારતે હા કહે છે. થોડીવાર બધાં ચુપ બેસે છે. પછી શકુ ધીમેથી ગીત શરૂ કરે છે.

**શકુ.** **સખીરી અબ મુરલીકી ધુન સુની......**

**મધુરી** મધુરી ઉભી રહે, 'રસભર્યાં તોરે નયન' ગાઈશ એમ હું તો ધારતી હતી.

યશ અને મધુરી એક મેક સામે જૂએ છે. શકુ અટકી પડે છે ને નીચા મ્હોએ બેસે છે. એના મ્હોં પર લજ્જાના શેરડા પડે છે. મધુરી દિલરુબા વગાડવું શરૂ કરે છે.

**શકુ.** **સખીરી મન મુરતીની ધુન મચી**
**ફુરત નહિં કહ્યું કંઠ આજ મુજ–**

ટોરીઃ યશઃ આ તો તેં જોડી કાઢયું, ખરું ?

શકુ શરમાઇ જાય છે. સંગીત બંધ થાય છે. પળવાર સર્વ સ્તબ્ધ બેસી રહે છે.

**નરેન્દ્ર** (સ્વગત) વિશ્વ મંડળ ફરતું બંધ થયું શું? નક્ષત્રોનું સંગીત સંભળાતું નથી તે શું બધું જગત થંભી ગયું ?

યશ. કેમ અધુરૂં મૂક્યું?

શકુ. અનુત્તર બેસે છે. થોડીક વારે યશ જરા દૂર જાય છે.

(મ્હોટા અવાજે) ઓ, આ જાઈ કોણ લઈ ગયું, મધુરી?

મધુરી ત્હેના તરફ જુએ છે. યશ ઇશારતથી ત્હેને પાસે આમંત્રે છે.

(ધીરા અવાજે) સખીરી મન મુરતીની ધૂન મચી

મધુરી (નાક પર આંગળી મૂકી) જરા ધીમેથી બોલ. તે યશ; હવે શું થશે?

યશ. બીજું શું થાય?

મધુરી અત્યારે દાદાજી અહિં હોત તો?

યશ. તો શું? પોતાના જીવન સર્વસ્વ વડે આ અતિથિ દેવને કૃતાર્થ કરત.

બેઉ સખીઓ હસતી હસતી પાછી આવે છે અને શકુ, પાસે બેસે છે. શકુ નીચી દૃષ્ટિએ બેસી રહે છે. નરેન્દ્ર ચારે પાસ દૃષ્ટિ કરે છે.

(નરેન્દ્રને) આપને કાંઈ જોઇએ છે ખરું?

નરેન્દ્ર  ના, ના, આ સુંદર સ્થળ અસલના તપોવન જેવું લાગે છે ત્હેમાં ત્હમારાં સખીના રૂપ અને નામના સામ્યે મ્હને ભગવાન કણ્વના આશ્રમની શોભા રૂપ ભગવતિ શકુન્તલાનું સહજ સ્મરણ થઈ આવ્યું.

સખીઓ એકમેક તરફ જૂએ છે

ત્હમારી મૂક વાણીમાં કૈં સુન્દર રહસ્ય રહ્યું લાગે છે.

યશા. હા, એવુંજ કૈં છે.

નરેન્દ્ર કાંઈ વાંધો ન હોય તો...

યશા. ના, વાંધો જરાયે નથી. (અટકે છે, જરા વારે) અમારી સખીનાં નામ અને રૂપ એકલાંજ નહિ, એનો જન્મ વૃત્તાંત પણ એવોજ છે.

નરેન્દ્ર ત્હમારાં વાક્યે મ્હારી જીજ્ઞાસા વધી છે.

યશા. (જરાક વારે) થોડા વર્ષ પૂર્વે પાડોશના સુબાલ રાજ્યમાં જગતદેવ નામના એક પરમ દેશ-ભક્ત રહેતા હતા.

નરેન્દ્ર હા, સાંભળ્યું છે કે ત્યાંના નરેન્દ્રને એમનો ઘણો ભય હતો.

યશા. હા, એમજ હતું. તેથી જગતદેવ પ્રજાસેવાના કાર્યથી વિમુખ થાય એવા અનેક ઉપાયો એમણે

કરી જોયા.

નરેન્દ્ર (સાશ્ચર્ય) હા.

યશ. આખરે ત્રિવિષ્ટપ * ઉપર ચઢાઇ કરી આવતા આર્ય સમ્રાટ્ વિશ્વામિત્રનો વિજય માર્ગ રોકવા ત્યાંના મહારાજ ઇંદ્રદેવે જેવો ઉપાય યોજ્યો હતો તેવો માર્ગ સુમાલ અધિપતિએ લીધો.

નરેન્દ્ર એમ ? પણ આર્ય મહારાજ વિશ્વામિત્રના વિજયમાં વિઘ્ન નાંખવા તો રૂપસામ્રાજ્ઞિ મેનકા સુન્દરીને........

યશ. હા, એજ હેતુથી સુમાલ નરેશે ત્યાંના બંગાળી અમાત્યની સુરેખાદેવી નામની અતિ લાવણ્યમયી કન્યા સાથે જગતદેવનો પરિચય કરાવ્યો. પછી એક વાર વસંતમાં એનું ઉન્માદકારી રૂપ જોઈ...

શરમાતી અટકે છે.

નરેન્દ્ર હા, સમજ્યો. એના અપ્રતિમ સૌન્દર્યનું જગતદેવને આકર્ષણ થયું અને એ કાર્યભ્રષ્ટ થયા.

યશ. એમજ; પછી જગતદેવે લોક સેવાનું કાર્ય છોડયું અને સુરેખાદેવી સાથે માલિની તટે આશ્રમમાં રહેવા માંડયું. પણ જગતદેવના જતાં પ્રજાએ એમનું અહિંસાત્મક ધર્મયુદ્ધ છોડી બંડ કર્યું. અને એક દિવસ રાજા અમાત્ય આદિનો શિરચ્છેદ કરી

જગતદેવના આશ્રમે લોક ચઢી આવ્યું. ત્હેની જરા આગળ સુરેખાને એક કન્યા અવતરી હતી. બંડના સમયે અમારા દાદાજી એમના આશ્રમમાં અતિથિ હતા. સાક્ષાત્ લક્ષ્મી જેવી એ કન્યાના રૂપના લોભથી કે એ એમને અંતરાય રૂપ હોય તે કારણે સુરેખાએ દાદાજીને એ કન્યા સુપ્રત કરી, અને રમખાણે ચઢેલી પ્રજાના હાથમાંથી બચવા એ અને જગતદેવ ન્હાસી છૂટયાં. તે કોણ જાણે કેમ આજ લગી એમના કશા વર્તમાન નથી.

(અટકે છે.)

નરેન્દ્ર સાંભળ્યું હતું કે પરરાષ્ટ્રની વિજાતિય કન્યાના સૌન્દર્ય મોહ માત્રથી પ્રજા જીવનમાં આવું અનિષ્ટ પરિણામ નીપજ્યું એ કારણે ભગવાન વિશ્વામિત્રની જેમ પોતાને દોષપાત્ર ગણી જગતદેવ એના પ્રાયશ્ચિત અર્થે હિમાદ્રિમાં તપ કરે છે, અને પતિને હાથે માનભંગ સહન નહિ થવાથી સુરેખાદેવીએ સન્યસ્ત લીધો છે.

યશ. હા, દાદાજી એમજ કહેતા હતા.

નરેન્દ્ર પણ આ વૃત્તાંતમાં ત્હમારાં સખી......

યશ. કેમ વળી? અમારી આ સખી તેજ સુરેખાદેવીની રૂપલક્ષ્મી જેવી કન્યા. આ સર્વના કારણેજ દાદાજીએ એના અનુરૂપ એનું નામ

શકુન્તલા રાખ્યું હતું.

નરેન્દ્ર શકુ સામે જુએ છે.

નરેન્દ્ર (સ્વગત) ત્યારે મ્હારી અભિલાષા અશક્ય નથી. પણ એની સખીઓ એના લગન વિષે વાત કરતી હતી તેથી હજી સંશય રહ્યાં કરે છે. છતાં અંતર કોણ જાણે કેમ આશા ધારી રહે છે. કહે છે કે,

**સંદેહમાં વિહ્વળ થાય સજ્જનો**
**ત્યારે સ્વીકારે ઉરવૃત્તિને સદા**

અટકે છે.

યશ. (નરેન્દ્ર સામે જોઈ રહી) આપને કૈં પ્રશ્ન થાય છે ખરું ?

નરેન્દ્ર ત્હમારો તર્ક સાચો છે, પણ શિષ્ટાચારના વિચારે અટકું છું.

યશ. આપના જેવા સંસ્કારી પુરુષને અયોગ્ય કુતૂહલ તો થાયજ નહિ. એટલે અમારે કાંઈ ભય નથી.

નરેન્દ્ર ત્હમારા વિશ્વાસને અપાત્ર હું નહિ થાઉં. મ્હને તો ત્હમારા સખી વિશે...

યશ. હા ?

નરેન્દ્ર ત્હમારાં સખીનાં ભાવિ જીવન વિશે શાસ્ત્રીજીએ શો સંકલ્પ કર્યો હશે તે જાણવાની જીજ્ઞાસા થાય છે.

યશ. એનાં યોગ્ય વર જડે તો......

નરેન્દ્ર ત્યારે હજી ત્હમારાં સખી અવિવાહિતા છે ?

યશ. હા, એમસ્તો. એનાં......

શકુ. મધુરી, હું તો મ્હારે જાઉં છું

ઉભી થવા જાય છે.

મધુરી કેમ, શું થયું ?

શકુ. આ યશ ગમે તેવું બોલ્યાં કરે છે તે હુ માજીને કહી દઉં છું.

મધુરી (એક બાજુએ) બ્હેન, અતિથિને આમ મુકીને જવાય નહિ, હોં.

શકુ. અનુત્તર રહે છે અને જવા માંડે છે તે જોઈ.

યશ. વાહરે, શકુન્તલા, અતિથિનો સત્કાર તો ઠીક કરે છે હોં.

એટલામાં ઘર તરફથી રાધા દૂરથી આવતી જણાય છે. બધાં ત્હેને જોઈ રહે છે.

નરેન્દ્ર (સ્વગત) મ્હારો ભાવ એનાં પ્રતિ છે તેમ એનો પણ મ્હારા પ્રતિ હશે વારુ ? આમ તો મ્હારા મનોરથોને કેંક અવકાશ લાગે છે ખરો; કેમ કે

ના વાણીયોગ કરતી મુજ ગોષ્ઠિ સાથે
તોયે રહે અભિમુખે મુજને સૂણી એ
સન્મુખ મુજ ઉભતી નહિ, વાત સાચી,
તોયે બીજા વિષયમાં નહિ દૃષ્ટિ રાચી.

એટલામાં રાધા પાસે આવી શકે.
સામે ઉભી રહે છે.

રાધા — બ્હેન, ગામના મુખી ને બીજા લોક ભાઇને મળવા આવ્યા છે.

નરેન્દ્ર — મ્હને ?

રાધા — હાજી, મ્હોટાભાઇના મ્હોંએ આપ અહિં રોકાયા છો એમ સાંભળ્યું હશે.

નરેન્દ્ર — (સ્વગત) અરે, આ પંચાત વળી આ અવસરે ક્યાંથી આવી ?
(પ્રગટ રાધાને) વારુ, હું આવું છું.

રાધા જાય છે. સૌ ઉભા થાય છે.

આ ધન્ય પ્રસંગ હું કદી નહિ વીસરૂં.

યશ. — અમે આપનો કાંઈ સત્કાર કરી શકયા નથી એટલે ફરી પધારવાની વિનંતી કરતાં પણ લાજીયે છિયે.

નરેન્દ્ર — અરે અરે એવું બોલશો નહિ. તમ સૌનું દર્શન એજ પરમ સૌભાગ્ય છે.

સખીઓ સાથે શકુ ચાલવા માંડે

# પ્રવેશ ત્રીજો.

સમય: એજ રાત્રિ સ્થળ: નીરવલ્લીનાં પાદ આંબાવાડીઆમાં તંબુઓના પડાવમાં. ધીરોદ્ધ પ્રવેશ કરે છે.

ધીરોદ્ધત (સ્વગત) સારૂં થયું કે હું વધારે મ્હોટો માણસ ન થયો. બહુ મ્હોટા માણસોને કંઈ ને કંઈ ઉપાધિ હોય છે. કોઇનું શરીર માંદુ રહે છે કોઈનાથી બરાબર ખવાતું નથી. વળી કોઇની સ્ત્રી મરી જાય છે તો કોઈને સ્ત્રી મળતી જ નથી કોઇને જોઇએ તે સ્ત્રી મળતી નથી, તો કોઇને નહિ જોઇતી સ્ત્રી મળે છે. અહા હા, દુઃખની કેં સીમા છે! ઈશ્વરે આપેલી કેવી સરસ જીંદગી છે! બિચારા એ તો માણી શકતાજ નથી.

એટલામાં એક નોકર પ્રવેશ કરે છે.

(પ્રગટ) કેમ અલ્યા ગુમાન ?

**ગુમાન** પરમ દિવસે ભાઈ સાહેબનો મુકામ ગંગાપુર થવાનો છે. એટલે કાલ આપણે જવું જોઇશે. તે આપ બંદોબસ્ત માટે મુખી ઉપર લખી આપો તો મળસ્કે વરતણિયાને રવાના કરૂં.

**ધીરો.** અલ્યા, હજી શરીરના સાંધા તો સખણા થયા નથી. (કેડે હાથ દે છે)

**ગુમાન** એમાં કંઈ છુટકો છે ?

**ધીરો.** હા, એ તો છેજ તો. લાવ, ત્યારે લખી દઉં છું.

તંબુમાં જાય છે ને પળવારમાં પત્ર લઈ ગુમાનને આપે છે.

**ગુમાન** કાલ બપોરના આપણે નીકળવું જોઈએ.

**ધીરો.** હા, ભાઈ હા, તું ટળ હવે.

ગુમાન હસ્તો હસ્તો જાય છે

(સ્વગત) અરે દૈવ ! આ મ્હોટાભાઇની સોબતે તો હેરાન થઇ ગયો. આજે આ ગામ અને કાલે પેલું. ઉનાળામાં અને બપોરે છાંયડાનું નામ ન મળે, એવા ઢેકાઢળીયાંવાળા રસ્તે જવાનું. કોહી ગએલા પાંદડાંથી ગંધાઈ ઉઠેલું પહાડી ઝરાનું કડવું કસાણું પાણી પીવાનું. ખાવાનું તે કવખતે. બલને તગડી તગડી મ્હારા તો સાંધા એવા તો

ટીચાઇ ગયા છે કે રાતે નીંદરે આવી નથી. એટલામાં વળી કાલે બપોરે ખાસ્સી કકડતી ચાંદનીમાં ઉચાળા ભરવા પડશે.

ચાંદની ગમ જોતો ભોંયપર પલાંઠી વાળી બેસે છે.

હા......શ, કેવી સરસ રાત છે! ચાંદની, કોયલ ને આંબાવાડિયું. હું ભાઇ જેવો કવિ હોત તો કવિતા કરવા લાયક જગા છે. (થોડીક્વારે) અરે, પણ કંઈ વાત છે? હું મહેનત તો કરી જોઉં. કેમ હું પણ કંઇ કમ છું?

આંખો આકાશ ગમ ત્રાડીને જોઇ રહે છે. જરાવાર પછી એકદમ સ્ફુરણા થઈ આવી હોય તેમ.

બસ, બસ, એહું:

**ચાંદની દશ દિશ ચમકી રહી,**

એકદમ અટકી પડે છે.

અરે, આતો મેં ક્યાંક સાંભળ્યું છે. હા, એ તો ભાઈ ગાતા હતા તે. નહિ તો વળી આવી સરસ કડી મને ક્યાંથી સૂઝી આવે? લાવ, જોઉં ફરી મહેનત કરૂં.

થોડીકવારે મનમાં કંઇક અવાજે

બસ, એ બરાબર છે.

**'ચાંદની ચોગમ ચળકી રહી'**

જોયું કેની? એ તો હું મહેનત કરૂં નહિ તેમાં, બાકી બધાથી એવો ચઢી જાઉં. અને અલંકાર પણ આવ્યો. એ કયો અલંકાર? (માથું ખંજવાળતો) એતો—કયો અલંકાર? પેલો—ભાઇ કંઇક કહેતા હતા તે. કંઈ નહિ, પણ ખૂબી તો આવી ગઈ.

હું, આગળ ચલાઉં?

**'ચાંદની ચોગમ ચળકી રહી'**

બે ત્રણવાર એજ કડી બોલે છે.
પછી સહસા

**'કોયલ ટકટક ટહુકી રહી'**

ફક્કડ! બેઉ કડીઓ આબાદ બેસી ગઈ. બેઉમાં અંતે 'રહી' આવે છે. (જરાક અટકી) અરર, પણ કોયલ ટકટક ટહુકે?

ઉભો થઇ જાય છે.

કંઇ નહિ ભાઈ, એ આપણું કામ નહિ. નહિ તો ક્યાંક રજનું ગજ થઇ જશે. પણ (હોઠે આંગળી અરાડી) એમ કેમ હશે? કે ભાઇ હાલતાં

ચાલતાં કવિતા કરે છે ને હું આટઆટલી મહેનત કરૂં છું તો યે જરાકે પત્તો લાગતો નથી?

વિચારમાં ઊભો રહે છે.

ત્યારે શું, ભાઇ કહેતા હતા તે સાચું હશે કે ફક્ત પ્રેમીઓજ કવિતા કરી શકે? કવિતા કરવા માટે પણ પ્રેમમાં પડવું પડતું હશે એમ? તે તો સાળું ખોટું. એ કવિતા ત્યાંરે રહી. આપણે નથી કરવી. પ્રેમના દુઃખો વેઠવા આપણે કંઇ તૈયાર નથી

એ–(મ્હોં કઠણ કરી) મોઈ,–કાળમુખી, હૃદયભક્ષક, (અટકે છે) સ્ત્રીઓ વિષે પ્રેમ માંડવો ને અર્ધા થઈ જવું (જાણે નિશ્ચય કરતો હોય તેમ) નહિ, કદિ નહિ, તે નહિ બને.

જોરથી સાફ ના કહેતો હોય તેમ હાથ હલાવે છે. પાછળ નરેન્દ્ર આવતો હોય છે ત્હેને હાથની ઝાપટ લાગે છે.

નહિ, આપણાથી પ્રેમ નહિ થાય.

નરેન્દ્ર કેમ અલ્યા, આ શું માંડયું છે?

ધીરેન્દ્ર(?) જરાક લેવાતો હોય તેમ ઊભો રહે છે.

કોઈ અપ્સરા ત્હારી જોડે લગ્ન કરવા આવી હતી કે શું?

ધીરો. શાન્તં પાપં, મ્હોટાભાઈ! એ મનુષ્યાહારી જાતિ સંબંધી વાતથી મ્હારા કાન અપવિત્ર ન કરશો.

નરેન્દ્ર મૂર્ખ! ત્હારાં ચક્ષુ એક ચંદ્રમુખીના........

ધીરો. શું શું મ્હોટાભાઇ? આજે વળી આ શું સાંભળું છું?

નરેન્દ્ર કંઇ નહિ, જા.

નરેન્દ્ર બેસે છે, અને વિચારમાં પડે છે.

ધીરો. (સ્વગત) આ મ્હોટાભાઈના ચિત્તની સ્થીતિ મ્હને કંઇ બહુ સારી લાગતી નથી. હું ઘેરથી નીકળ્યો ત્યારે તો બધું બરાબર હતું. ને હવે આમ કેમ?

કંઈ યાદ આવતું હોય તેમ

હં, જાહોન કહેતો હતો કે લોર્ડ સાહેબ વટ-ગામમાં કોઇ બામણના ઘરમાં ગયા હતા. ત્યાંજ કંઇ કામણ થએલું લાગે છે. હં, બરાબર છે. એમજ હશે. પેલો ચારણ પણ એવોજ ટુચકો કહી ગયો હતો.

(પ્રગટ) એ મ્હોટાભાઇ, તમે આમ વિચારો કર્યા કરશો તે મ્હને નહિ પરવડે. હા, વળી આપણે ક્યાં પાટણનું રાજ ચ્હેંચવું છે તે આટલી ચિંતા કરો છો? શું થયું તે કહો જોઈએ આપણે

એનો ઘાટ ઘડીએ.

નરેન્દ્ર ધીરોદ્ધત સામે ઉભો રહે છે.

મ્હોટાભાઈ, તહમે કહો કેની તો (ચપટી વગાડતો) આમ કુમુદ..............

નરેન્દ્ર (કચવાતો હોય તેમ ઉતાવળે) બસ કર. શું એમ વગર સમજ્યે ગમે તેમ બોલ્યે જાય છે ?

ધીરો. તો સમજાવો. હું તો કયારનો એજ કહું છુ.

નરેન્દ્ર એમાં તહને સમજ નહિ પડે.

ધીરો. (અપમાન થયું હોય તેમ) કેમ, અમે કૈં જઇએ એમ છિયે, એમ કે ? એ તો........

નરેન્દ્ર મ્હને ખબર છે. રહેવા દે. જા, હવે ત્હારૂં કામ કર.

ધીરો. ના, એમ ન્હાસી જાઉં એવો કૈં હું ભિરુ નથી. તહમારી સામે દુઃખરૂપી ભયાનક શત્રુ........

નરેન્દ્ર ભાઈ, બસ કર હવે શા સારૂ ખાલી રકઝક કરે છે ?

ધીરોધ્ધત નરેન્દ્ર સામું જુએ છે ને જરાક દૂર હઠી જાય છે. નરેન્દ્ર વિચારો કરતો આંટા મારે છે.

(બબડતો હોય તેમ) અશકય લાગે છે છતાંય

નરેન્દ્ર  વારુ, પછી ?

ધીરો. પછી એણે એક ગાંધર્વ કન્યા જોઈ, હં; ગાંધર્વ લોકમાં તો બધી બહુ હોય કેની ?

નરેન્દ્ર  પણ એ ક્યાં ગાંધર્વલોકનો રાજા હતો ?

ધીરો. ના, ના, આપણે—અહિંનો—પેલું શું કહેવાય છે ? પેલું (યાદ કરતો હોય તેમ) હસ્તિનાપુરનો.

નરેન્દ્ર  પછી ત્યારે ગંધર્વલોકમાં ક્યાંથી ગયો ?

ધીરો. જુઓ, મ્હોટાભાઈ ! તમે એમ સવાલો કર્યા કરો પછી મ્હને કહેતાં કેમ ફાવે ? હું કૈં પેલાના જેવો ચારણ થોડો છું ?

નરેન્દ્ર  (હસતો હસતો) સારૂં ચાલ, ત્હારે કહેવું હોય તેમ કહી જા.

ધીરો. હં, ત્યારે એમ. તે એ રાજાએ પેલી ગાંધર્વ કન્યા જોઈ, હં કે ? પછી—પછી—તો જાણો કેની બેઉ પ્રેમમાં પડ્યાં ને થોડાક વખત રાજા ત્યાં રહ્યો. પછી મ્હોટાભાઇ, રાજ્યમાંથી તો તેડાં પર તેડાં આવે કે રાજાજી, વ્હેલા આવો, વ્હેલા આવો; પણ રાજા જાયજ નહિ હોં કે. પછી તો રાજમાતાએ કહેણ મોકલ્યું કે આવે છે કે નહિ ? નહિ તો અબઘડી હું આવું છું. પછી રાજાએ જવાનું નક્કી કર્યું ને પેલી સ્ત્રીની રજા લેવા ગયો. સ્ત્રી કહે છે કે મ્હને સાથે લઈ જાઓ.

હોંકારો પુરવો પડશે. એ વગર મઝા નહિ પડે.

નરેન્દ્ર હા. એનું નામ શું?

ધીરો. એ તો ભાઇસાહેબ ભુલી ગયો. પણ બહુ મ્હોટો રાજા.

નરેન્દ્ર એમ કે? પછી?

ધીરો. એક દહાડો તે શીકારે ગયો હતો. ત્યાં—પણ ત્હમે હોંકારો તો કરતા નથી.

નરેન્દ્ર એમ શબ્દે શબ્દે કૈં મ્હારાથી હોંકારો નહિ પૂરાય.

ધીરો. ના, ના. ચાલો ત્યારે એમને એમ કહું પણ મ્હોટાભાઈ, એ ખવાસની વાત કરવાની આવડત બહુ હોં.

નરેન્દ્ર તું હમણાં તો ચારણ કહેતો હતો.

ધીરો. (ગુસ્સે થતો હોય તેમ) ના, વળી, મેં ચારણ ક્યારે કહ્યો?

નરેન્દ્ર સારું, એમ. પછી તે રાજાનું શું થયું?

ધીરો. એ રાજા એક વખત રાજચર્યા જોવા નીકળેલો—હેં, આપણે—ત્હમે ચ્યાતા કેની તેમ.

નરેન્દ્ર હમણાં તો તેં શીકારની વાત કરી.

ધીરો. જુઓ, ભાઈસાહેબ! ત્હમે તો પૂરું સાંભળતા નથી ને ઉલટું મ્હારે ગળે પડો છો. એ શીકારે ગયો' તો કે નહિ તે હું જાણું કે ત્હમે?

નરેન્દ્ર વારુ, પછી?

ધીરો. પછી એણે એક ગાંધર્વ કન્યા જોઈ, હં; ગાંધર્વ લોકમાં તો બધી બહુ હોય કેની?

નરેન્દ્ર પણ એ ક્યાં ગાંધર્વલોકનો રાજા હતો?

ધીરો. ના, ના, આપણે–અહિંનો–પેલું શું કહેવાય છે? પેલું (યાદ કરતો હોય તેમ) હસ્તિનાપુરનો.

નરેન્દ્ર પછી ત્યારે ગંધર્વલોકમાં ક્યાંથી ગયો?

ધીરો. જુઓ, મ્હોટાભાઈ! ત્હમે એમ સવાલો કર્યા કરો પછી મ્હને કહેતાં કેમ ફાવે? હું કૈં પેલાના જેવો ચારણ થોડો છું?

નરેન્દ્ર (હસતો હસતો) સારૂં ચાલ, ત્હારે કહેવું હોય તેમ કહી જા.

ધીરો. હં, ત્યારે એમ. તે એ રાજાએ પેલી ગાંધર્વ કન્યા જોઈ, હં કે? પછી–પછી–તો જાણો કેની બેઉ પ્રેમમાં પડયાં ને થોડાક વખત રાજા ત્યાં રહ્યો. પછી મ્હોટાભાઇ, રાજ્યમાંથી તો તેડાં પર તેડાં આવે કે રાજાજી, વ્હેલા આવો, વ્હેલા આવો; પણ રાજા જાયજ નહિ હોં કે. પછી તો રાજમાતાએ કહેણ મોકલ્યું કે આવે છે કે નહિ? નહિ તો અબઘડી હું આવું છું. પછી રાજાએ જવાનું નક્કી કર્યું ને પેલી સ્ત્રીની રજા લેવા ગયો. સ્ત્રી કહે છે કે મ્હને સાથે લઈ જાઓ.

રાજા ગભરાયો કે હવે શું થાય. પણ માળો પાકો. પેલીને એવી ગોળગોળ સમજાવી દીધી કે તું તો મહારાણી; ત્હને તેડવા તો હાથીઓ આવશે ને સવારી નીકળશે. હં, આમ કંઇ લઇ જવાય? પેલી બીચારી ભોળી સ્ત્રીની જાત કેની મ્હોટાભાઇ, તે શું સમજે? એતો હાથી ને અસ્વારીની વાતથી એવી છક થઈ ગઇ. પછી રાજા તો પાટનગર ચાલ્યો ગયો! પછી તો મહીના પર મહીના ગયા. પેલી તો હાથી એની રાહ જોયાંજ કરે પણ હાથી શાનો ને વાત શાની? પછી તો વરસેક દહાડો થવા આવ્યો. એનાં સગાં વ્હાલાં તો તળે ઉપર થાય કે પેલીને તો છોરૂં આવશે ને એના ધણીનું તેડું તો કૈં આવ્યું નહિ. પછી એક દહાડો એનો દાદો—એ બહુ ડાવકો. એણે બે જવાનને બોલાવ્યા ને કહ્યું. "ભાઇ,-આને મુકી આવો. પછી એ લોક એને લઈ રાજાને ગામ આવ્યા. રાજા દરબારમાં બેઠો હતો. તે પૂછે કે કેમ ત્હમે લોકો કોણ છો? પેલા લોકે કહ્યું કે આ ત્હમારી સ્ત્રી. પણ રાજા કૈં માથા પર એમ હાથ મુકવા દે? એને એ કેમ પરવડે? એ તો મોટો રાજા ને ઊના ને દશ બાર રાણીઓ. એણે તો સાફ ના કહી ને કહે, "જા જા, હું તો કાઇને ઓળખતો નથી"—પછી

બીચારી બાપીકે ઘેર પાછી આવી.

નરેન્દ્ર ખુરશીમાં પડયો પડયો ઉંઘતો હોય છે. ધીરો ધ્યત ત્હેને જુએ છે.

એ મ્હોટાભાઇ, લ્યો, ત્હમે તો ખાસ્સા ઉંઘો છો ને......

નરેન્દ્ર જાગે છે.

નરેન્દ્ર એ કોણ ગાતું હતું?

ધીરો. મ્હોટાભાઈ, એ તો હું પેલો ટુચકો કહેતો હતો તે ત્હમને એમ લાગ્યું હશે. મ્હારો અવાજ સુધર્યો છે હોં કે.

નરેન્દ્ર (બબડતો હોય તેમ) "સખીરી મન મુરતીની ધુન મચી..." અહહ? શો મંજુલ સ્વર! સ્વપ્નમાં પણ એનું ગુંજન થયાં કરે છે.

ધીરો. પછી મ્હોટાભાઇ, પેલી સ્ત્રી કેની...........

નરેન્દ્ર (સક્રોધ) કેમ એમ ગમે તેમ બોલ્યે જાય છે? માન દઇ બોલાવતાં નથી આવડતું? જા, જતો રહે.

ધીરો. ખસિયાણો પડી સમજતો ન હોય તેમ નરેન્દ્ર તરફ જોઇ રહે છે જરાક વારે

**ધીરો.** કંઈ નહિ, મ્હોટાભાઈને મ્હારી કદરજ નથી.

ધીરોધ્ધત એક બાજુએ જઈ બેસે છે. જરા વાર બેઉ મુગા બેસી રહે છે. થોડી વારે ધીરોધ્ધત આગળ આવે છે.

મ્હોટાભાઇ, આમ વિચાર શું કરો છો ? જુઓ તો ખરા, આ ચાંદની કેવી ખીલી રહી છે! નભેથી તો જાણે નર્યું અમૃત ઢળે છે.

નરેન્દ્ર ઉભો રહે છે.

**નરેન્દ્ર** (સ્વગત) ખરી વાત છે પણ કોણ જાણે શાથી આજે તો સમગ્ર વિશ્વ, સ્વભાવ વિરુદ્ધ વરતી રહ્યું લાગે છે. અરેરે પુષ્પધન્વા, ત્હારા વિશ્વાસે પ્રણયી હૃદય કેટલું છેતરાય છે ? ખરેખર દુષ્યન્ત મહારાજે યથાર્થ કહ્યું હતું કે,

**તવ શરની મૃદુતા, ચન્દ્રીનું શીત તત્વ**
**ઉભય ઉલટ લાગે, મુજ જેવાં બધાંને;**
**હિમ શીત કિરણોએ અગ્નિ વર્ષેય ઇંદુ**
**મૃદુલ કુલશરો તેં, વજ્ર શા ક્રૂર કીધાં.**

પ્રતપ્ત થએલો આમતેમ આંટા મારે છે.

**ધીરો.** મેં તો જાણે અરણ્યે રૂદન કર્યું.

નરેન્દ્ર ઉત્તર આપતો નથી.

(સ્વગત) અરેત્તારી, મ્હોટાભાઈ કોઇ દિવસ આવા વિહ્વળ થતા નથી ને આજે આમ કેમ છે?

નરેન્દ્ર સામે જૂએ છે. નરેન્દ્ર આંટા મારતો અદૃશ્ય થાય છે ધીરોદ્ધત નિશ્વાસ નાખી ત્હેની પાછળ જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ ચોથો

સમય : બીજા દિવસની સવાર. સ્થળ : એજ.

ધીરોધ્ધત એક તંબુ આગળ આમતેમ આંટા મારે છે અને જરાક વારે ઉભો રહે છે.

ધીરો. (સ્વગત) મ્હને ખબરજ હતી. એ દુષ્ટ, ક્રૂર પિશાચયોનિ સ્ત્રીજાતિ સદા બત્રીસ લક્ષણાનોજ ભોગ લે છે. આ મ્હોટાભાઇને કોઈ જોગણી વળગી હશે તે બિચારાએ આખી રાત મીટ પણ માંડી નથી. કોણજાણે એ હાડમાંસના ખાલડામાં આ લોક શું એક જોતાં હશે? (જરાકવારે) તે મ્હારી જમના કરતાં વળી આ કેવીક રૂપાળી હશે?

એટલામાં નરેન્દ્ર તંબુ બહાર નીકળે છે અને એક આરામ ખુરશી પર બેસે છે. ધીરોદ્ધત

ત્હેની સામે બેસે છે અને ત્હેના
મ્હોં સામે જોયાં કરે છે. ઘડી પછી

(સચિન્ત) મ્હોટાભાઇ, ત્હમે આમ કરો એ તો કંઈ ઠીક નહિ. આમને આમ તો ચિત્ત ઠેકાણે નહિ રહે. જુઓ આ આંબાવાડિયું કેવું રળીઆમણું છે. મ્હોટાભાઈ, એનો મહોર તો જુવો—જાણે નર્યાં વસંતનું જોબન.

નરેન્દ્ર હા, પણ વસંતના યૌવનથી યે કોઈકનું યૌવન વધારે સુન્દર છે.

ધીરો. પણ પેલી કોયલ......

નરેન્દ્ર બસ કર ભાઈ, તું એમ કરીને તો ઉલ્ટું મ્હને એક રસસુન્દરીનું સ્મરણ કરાવે છે.

ધીરો. માફ કરો, ભાઈ સાહેબ, કહો, ત્યારે જોહનને બોલાવું? એ તો કહેતો હતો કે એનાથી મોટર પુરેપુરી સધરે એમ નથી.

નરેન્દ્ર (જાણે સાંભળ્યું ન હોય તેમ) મિત્ર, દર્શન યોગ્ય તેં દેખ્યું નહિ એટલે ત્હારાં ચક્ષુ નિષ્ફળ છે.

ધીરો. મ્હોટાભાઇ, મ્હારી સામે ત્હમે ઉભા છો પછી એમ કેમ?

નરેન્દ્ર મિત્ર, હું તો કંદબવનની લક્ષ્મીરૂપ શકુન્તલા વિશે કહું છું.

ધીરો. (સ્વગત) આમનું ચિત્ત ચગડોળે ચઢ્યું લાગે

છે. ગમે તેમ કરી મ્હારે અટકાવવું જોઈએ.
(પ્રગટ) મ્હોટાભાઇ, એ ગમે તેમ હશે પણ એ ગામડાંની છોકરીઓ આપણે કામની નહિ હોં...... મીઠાં ખજૂરને બદલે આંબલીની રૂચિ થાય તેમ નગરની નાજુક નાર મેલી આ વગડામાં રહેતી શકુન્તલા ઉપર તમારૂં ચિત્ત દોડે છે તે કંઈ સારૂં નહિ.

નરેન્દ્ર જા, મુર્ખ, તેં એને જોઇ નથી તેથીજ આમ બોલે છે.

ધીરો. મ્હોટાભાઇ, ત્હમારા જેવાને એ આમ વિસ્મય પમાડે છે તે ખરેજ રમણીય હશે.

નરેન્દ્ર ભાઇ, વધુ શું કહું ?

**આલેખી ચિત્ર પછી શું રૂપ સત્વ પૂર્યું ?**
**કે છે અમૂર્ત, વિધિની રૂપ કલ્પના આ ?**
**એ જોઈ ગાત્ર વિધિનીય અશક્તિ ન્યાળી**
**માનું વિધુ અવરની રૂપ સુન્દરા આ.**

ધીરો. (ડોળ કરતો) અહોહો ! ત્યારે તો બધી રૂપવતી સ્ત્રીઓ ઝાંખી થવાની.

નરેન્દ્ર મ્હારા મનમાં પણ એમજ છે. કવિ સમ્રાટ્ કાલિદાસે દેવી શકુન્તલા વિશે કહ્યું હતું તેવુંજ છે:

**નહિ સોડેલું એ ફુલ કુંપળ એ ના લણી નખે,**
**નહિ સ્પર્શાયેલું, ભ્રમર થકી એવું ફુલમધુ,**

નહિ વિંધ્યું મોતી, વિમલરૂપ પુણ્યોદય ફલ,
ન જાણું વિધિએ, રસપિયુ હશે કોણ નિરમ્યો ?

ધીરો. મ્હોટાભાઈ, એ તો ઠીક; પણ એમનો ત્હમારા વિશે રાગ છે ખરો ? કે પછી આ બધું એકપક્ષી છે ?

નરેન્દ્ર મિત્ર, સ્ત્રીજન સ્વભાવેજ લજ્જાળુ હોય છે; તેમાં વળી આ તો કુમારિકા છતાંયે

મુજ દૃગે, દૃગ પાછી લઈ જતી,
મિષ અયોગ્ય છતાં હસતી હતી;
વિનયવારિત એ ઉરની રતિ
થઈ છતી પણ એ થઈ ના છતી.

ધીરો. (ખડખડાટ હસીને) ઓરે મ્હોટાભાઈ, ત્યારે શું ત્હમારો તરતાતરત સ્વીકાર કરી લે એમ ?

નરેન્દ્ર મિત્ર, અમે છૂટાં પડયાં ત્યારે એ લજ્જાવશ થઇ હતી. છતાં એની પ્રીતિ તો સ્પષ્ટ જણાતી હતી.

ધીરોધ્ધત જાણે વિચાર કરતો હોય તેમ બેસે છે. જરા વારે

ધીરો. મ્હોટાભાઈ, એ પવિત્ર તપોવન જેવાં સ્થળને ત્હમે રસોપવન કરી મૂકયું છે. તો હવે ભાથું તૈયાર કરો—ને ઉપડો. જોહનને ગાડી લાવવા કહું ?

નરેન્દ્ર (ચમકતો હોય તેમ) ના, ના, એમ કાંઈ ત્યાં જવાય ? તું કાંઈ બ્હાનું ખોળી ક્હાડ. કે નહિ

છે. ગમે તેમ કરી મ્હારે અટકાવવું જોઈએ.
(પ્રગટ) મ્હોટાભાઇ, એ ગમે તેમ હશે પણ એ ગામડાંની છોકરીઓ આપણે કામની નહિ હોં...... મીઠાં ખજૂરને બદલે આંબલીની રૂચિ થાય તેમ નગરની નાજુક નાર મેલી આ વગડામાં રહેતી શકુન્તલા ઉપર તમારૂં ચિત્ત દોડે છે તે કંઈ સારૂં નહિ.

નરેન્દ્ર જા, મુર્ખ, તેં એને જોઇ નથી તેથીજ આમ બોલે છે.

હીરો. મ્હોટાભાઇ, ત્હમારા જેવાને એ આમ વિસ્મય પમાડે છે તે ખરેજ રમણીય હશે.

નરેન્દ્ર ભાઇ, વધુ શું કહું ?

**આલેખી ચિત્ર પછી શું રૂપ સત્વ પૂર્યું ?**
**કે છે અમૂર્ત, વિધિની રૂપ કલ્પના આ ?**
**એ જોઈ ગાત્ર વિધિનીય અશક્તિ ન્યાળી.**
**માનું વિધુ અવરની રૂપ સુન્દરા આ.**

હીરો. (ડોળ કરતો) અહોહો ! ત્યારે તો બધી રૂપવતી સ્ત્રીઓ ઝાંખી થવાની.

નરેન્દ્ર મ્હારા મનમાં પણ એમજ છે. કવિ સમ્રાટ્ કાલિદાસે દેવી શકુન્તલા વિશે કહ્યું હતું તેવુંજ છે:

**નહિ સોડેલું એ ફુલ કુંપળ એ ના લણી નખે,**
**નહિ સ્પર્શાયેલું, ભ્રમર થકી એવું ફુલમધુ,**

કેમ, મુખી, ત્હમારે ફરી આવવું થયું ?

**મુખી** સાહેબ, જરા......

**નરેન્દ્ર** હા, કહો.

**મુખી** ભાઈસાહેબ, વટગામની આગળપાછળના પરદેશી ગામોમાં બેચાર દિવસો થયાં ધાડ પડે છે એવી ખબર મળી હતી.

**નરેન્દ્ર** હા, મેં એની તપાસ માટે તજવીજ કરી છે.

**મુખી** હાજી. પણ કાલ રાતે થોડા જણ કદંબવન તરફ આવતા હતા એવી ભાળ મળી છે. અમારા દેસાઈજી જાત્રાએ ગયા છે અને ગામના ઘરો છૂટા છવાયા છે એટલે કૈં બંદોબસ્ત થાય એટલા માટે ભાઈસાહેબ પાસે આવ્યો છું

ધીરોધ્ધત અને નરેન્દ્ર એકમેક તરફ જુએ છે. ધીરોદ્ધત કૈં બોલવા જાય છે. પણ નરેન્દ્ર ત્હેને આંખની ઈસારતથી ચૂપ કરે છે.

**નરેન્દ્ર** હા, અવશ્ય, યોગ્ય બંદોબસ્ત કરીશું એટલુંજ નહિ પણ અમે જાતે આજ બપોરથીજ વટગામ મુકામ કરીશું. (ધીરોધ્ધતને) મિત્ર, જાવ, સત્વર યોગ્ય તજવીજ કરો.

ધીરોદ્ધત જાય છે.

તો એનાં દર્શન કરી મ્હારા વ્યથિત દિલને શાંત તો કરૂં.

ધીરો. એમાં વળી બ્હાનું શું જોઇએ ? ત્હમે અહિંના અધિકારી ખરા કે નહિ ?

નરેન્દ્ર ત્હેમાં શું ?

ધીરો. ત્યારે કહેજો કે મહેસૂલ ઓછું છે તે વધારો કરવો કે નહિ તેની તપાસે આવ્યો છું.

નરેન્દ્ર (સ્વગત) હા, ખરી વાત છે. અસલમાં ઋષિઓ તપનો છઠ્ઠો ભાગ આપતા ને રાજાને બીજા કશાની અપેક્ષા રહેતી નહિ. પણ અહિં તો એ બ્હાનું નભે એવું છે. તથાપિ એ સ્થળનું આતિથ્ય લીધા પછી એ નિમિત્ત માત્ર પણ કેમ કહેવાય ?

એટલામાં સામેથી માણસોનું ટોળું આવે છે અને નરેન્દ્રને જોઇ ઉભું રહે છે. માત્ર તેમાંથી બે માણસ આગળ આવે છે. એક સીપાઈ તેમની સામે દોડી જાય છે અને તેમની વરદી આપવા આગળ આવે છે. નરેન્દ્ર ઇસારતથી રજા આપે છે. એટલે પેલાં બે માણસો પાસે આવે છે અને સલામ કરી સામે ઉભા રહે છે.

કેમ, મુખી, ત્હમારે ફરી આવવું થયું ?

મુખી — સાહેબ, જરા......

નરેન્દ્ર — હા, કહો.

મુખી — ભાઇસાહેબ, વટગામની આગળપાછળના પરદેશી ગામોમાં બેચાર દિવસો થયાં ધાડ પડે છે એવી ખબર મળી હતી.

નરેન્દ્ર — હા, મેં એની તપાસ માટે તજવીજ કરી છે.

મુખી — હાજી. પણ કાલ રાતે થોડા જણ કદંબવન તરફ આવતા હતા એવી ભાળ મળી છે. અમારા દેસાઇજી જાત્રાએ ગયા છે અને ગામના ધરો છૂટા છવાયા છે એટલે કે બંદોબસ્ત થાય એટલા માટે ભાઇસાહેબ પાસે આવ્યો છું

ધીરોધ્ધત અને નરેન્દ્ર એકમેક તરફ જુએ છે. ધીરોદ્ધત કૈં બોલવા જાય છે. પણ નરેન્દ્ર ત્હેને આંખની ઈસારતથી ચૂપ કરે છે.

નરેન્દ્ર — હા, અવશ્ય, યોગ્ય બંદોબસ્ત કરીશું એટલુંજ નહિ પણ અમે જાતે આજ બપોરથીજ વટગામ મુકામ કરીશું. (ધીરોધ્ધતને) મિત્ર, જાવ, સત્વર યોગ્ય તજવીજ કરો.

ધીરોદ્ધત જાય છે.

માજી આગ્રહ કરે છે. અન્તે કાર્ય કર્યા વિના છૂટકો નથી તો શું કરવું ? (કંઈક વિચાર આવતો હોય તેમ) ધીરોધ્ધત, માજી ત્હને પુત્ર સમાન ગણે છે માટે તું જઈ માજીને કહે કે ભાઈને તો અકસ્માત અગત્યનું રાજકાર્ય આવી પડ્યું છે. માટે પુત્રસ્થાને હું આવ્યો છું.

ધીરો. એ તો ઠીક. પણ એમ ના જાણતા કે પેલા હુંટારા લોકોના ભયથી હું જવા ના કહું છું.

નરેન્દ્ર અરે નારે, ત્હારાં પરાક્રમ હુંજ જાણું નહિ ? (સ્વગત) આ મુર્ખનું કૈં ઠેકાણું નહિ. કદાચ માતાને શકુન્તલા વિશેની વાત એ કહી પણ દે. અને એ બિચારીએ તો સુકન્યાના માબાપને લગભગ ભરોસો આપ્યો છે. એટલે આ મુર્ખના મ્હોંએ આમ ઉચ્ચુચ આ વાર્તા સાંભળી એને ભારે સંતાપ થશે. (અટકે છે) પણ લાવ હું એને સ્હમજાવી દઉં (ધીરોધ્ધતનો હાથ હાથમાં લઈ) માજીને ખાત્રી આપજે કે આવા અનિવાર્ય કારણ થકીજ હું રોકાઈ ગયો છું. અને ધીરોધ્ધત, એ વાત પણ સાચીજ છે હં. શકુન્તલાવાળી વાત તો ત્હારી સાથે જરા વિનોદ-અર્થે જોડી કાઢેલી કેવળ ગપ્પ હતી.

ધીરો. એમકે ? ત્યારે ત્હમે કુમુદબ્હેન માટેજ આટલો સંતાપ કરતા હતા ?

નરેન્દ્ર એમસ્તો.

હીરો. હા–શ. હવે મ્હને નિરાંતે નીંદર આવશે.

બેઉ જાય છે.

પડદો પડે છે.

# પ્રવેશ ૫ મો.

સમય તેજ દિવસની સંધ્યા. સ્થળ કદંબભવનમાં શાસ્ત્રીજીના ઉદ્યાનના માધવી મંડપમાં

શકુન્તલા એક ફુલહિંડોળે, નેત્ર બંધ રાખી, સુતી હોય છે. પાસે યશવતિ અને મંજુરી ખુરશીઓ પર બેઠી છે. યશવતિ શકુન્તલાને વાળાના પંખાથી વાયુ ઢોળે છે. મંજુરી તેના કપોલ તથા ઉરપ્રદેશે સુગંધી દ્રવ્યોની અર્ચા કરે છે. નરેન્દ્ર એક બાજુએ પ્રવેશ કરે છે અને શકુન્તલાને જોઈ ઉભો રહી જાય છે.

નરેન્દ્ર (સ્વગત) મ્હારા ગુપ્ત મનોરથોની અધિષ્ઠાતા દેવતા આ રહી.

યશ. શકુન્તલા, બ્હેન. આ વાયરો ઠીક લાગે છે ?

શકુ. (આંખો ઉઘાડી) શું તમે લોક વાયરો નાંખો છો ?

નરેન્દ્ર (સ્વગત) એનું શરીર અસ્વસ્થ લાગે છે. એ આ પ્રખર ગ્રીષ્મને લઈ હશે કે પછી સંસ્કૃત કવિઓ કહે છે તે આ મદન કાર્ય હશે ?

સ્તનો વાળે અર્ચ્યાં, શિથિલ કરનું પદ્મવલય,
પ્રિયાનું સોહન્તુ વપુ અતીવ, જો કે દુઃખ ભર્યું;
તપે તાપે ગ્રીષ્મ મદનસમ; તો યે નહિ બને
મધુરૂં એનાથી યુવતિજનને આમ પીડવું.

ખરી વાત છે, એને આવી સુભગ રીતે પીડા થાય છે એ કાર્ય કાંઈ ગ્રીષ્મનું ન્હોય. પણ અરે, મ્હારા વિષે એને સ્નેહ છે એમ યે હજી ક્યાં છે ?

મધુરી (યશને એક બાજુએ) યશ, પેલા નરેન્દ્રકુમારને જોયા ત્યારથી શકુન્તલાનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું છે. તે આ દશા એ કારણે તો ન હોય !

યશ. (મધુરીને) મ્હને પણ એવી શંકા થાય છે ખરી. એમજ હશે. રાખ આપણે એને પૂછી જોઇએ.

નરેન્દ્ર (સ્વગત) જીવ, ધીરો થા. ત્હારાજ હૃદયનો પ્રશ્ન યશવતિ પૂછી રહી છે.

મધુરી (શકુન્તલાને) બ્હેન, શકુન્તલા, ત્હને શું થાય છે ? અમને તો કંઇ સમજાતું નથી. ત્હારૂં શરીર તો હીમ જેવું ટાઢું છે ને છતાંય તું તો દાહદાહ કરી બળી રહી છે. તે આ તે અંગની પીડા છે કે

હૃદયની? (યશ તરફ જોતી) વિકાર જાણ્યા વગર ઓસડે શું કરીએ?

યશ. મ્હને તો કામસૂત્રોમાં કહે છે તેવી અવસ્થા જણાય છે.

મધુરી હા, મ્હને પણ એવુંજ લાગે છે. જોને, એ કેવી કૃષાંગી થઈ છે. જાણે લાવણ્યની છાયા માત્ર રહી છે.

નરેન્દ્ર (સ્વગત) મધુરીએ સત્ય કહ્યું એ તો

**મુખે શ્રાંત કપોલ ને ઉર તણાં કાઠિન્યહીણાં સ્તનો**
**મધ્યે કલાંત થએલ એ કટિ, નમ્યાં સ્કંધો, છવિ પાંડુરી**
**પીડાતી મદને કરુણ દીસતી, છે રમ્ય એ દર્શને**
**જાણે પર્ણ વિશોષતા મરુતથી સ્પર્શાયલી માધવી.**

શકુ. (સ્વગત) મ્હારૂં હૃદય કેમ આમ ધબકી રહ્યું છે? અનંગદેવ! તું આવો અવિનયી છે કે અબળાને પણ આટલું સંતાપે છે?

મધુરી બ્હેન શકુન્તલા, તું ત્હારા વ્યાધિને કેમ ગણતી નથી? અમને ત્હારા હૃદયની વાત નહિ કહે?

શકુ. બ્હેનાં, હું ત્હમને નહિ કહું તો કોને કહીશ? પણ એથી ઉલ્ટો ત્હમારા જીવને સંતાપ થશે.

મધુરી (શકુ.નો હાથ પંપાળતાં) દુઃખમાં સ્વજન ભાગ લે છે ત્યારે વેદના હળવી થાય છે એ નથી જાણતી?

શકુ. (આંખો ઉઘાડી) શું તમે લોક વાયરો નાંખો છો?

નરેન્દ્ર (સ્વગત) એનું શરીર અસ્વસ્થ લાગે છે. એ આ પ્રખર ગ્રીષ્મને લઈ હશે કે પછી સંસ્કૃત કવિઓ કહે છે તે આ મદન કાર્ય હશે?

**સ્તનો વાળે અર્ચ્યાં, શિથિલ કરતું પદ્મવલય,**
**પ્રિયાનું સોહન્તુ વપુ અતીવ, જો કે દુઃખ ભર્યું;**
**તપે તાપે ગ્રીષ્મ મદનસમ; તો યે નહિ બને**
**મધુરૂં એનાથી યુવતિજનને આમ પીડવું.**

ખરી વાત છે, એને આવી સુભગ રીતે પીડા થાય છે એ કાર્ય કાંઈ ગ્રીષ્મનું ન્હોય. પણ અરે, મ્હારા વિષે એને સ્નેહ છે એમ યે હજી ક્યાં છે?

મધુરી (યશને એક બાજુએ) યશ, પેલા નરેન્દ્રકુમારને જોયા ત્યારથી શકુન્તલાનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું છે. તે આ દશા એ કારણે તો ન હોય!

યશ. (મધુરીને) મ્હને પણ એવી શંકા થાય છે ખરી. એમજ હશે. રાખ આપણે એને પૂછી જોઇએ.

નરેન્દ્ર (સ્વગત) જીવ, ધીરો થા. ત્હારાજ હૃદયનો પ્રશ્ન યશવતિ પૂછી રહી છે.

મધુરી (શકુન્તલાને) બ્હેન, શકુન્તલા, ત્હને શું થાય છે? અમને તો કંઇ સમજાતું નથી. ત્હારૂં શરીર તો હીમ જેવું ટાઢું છે ને છતાંય તું તો દાહદાહ કરી બળી રહી છે. તે આ તે અંગની પીડા છે કે

હૃદયની ? (યશ તરફ જોતી) વિકાર જાણ્યા વગર ઓસડ શું કરીએ ?

યશ. મ્હને તો કામસૂત્રોમાં કહે છે તેવી અવસ્થા જણાય છે.

મધુરી હા, મ્હને પણ એવુંજ લાગે છે. જોને, એ કેવી કૃષાંગી થઈ છે. જાણે લાવણ્યની છાયા માત્ર રહી છે.

નરેન્દ્ર (સ્વગત) મધુરીએ સત્ય કહ્યું એ તો

**મુખે શ્રાંત કપોલ ને ઉર તણાં કાઠિન્યહીણાં સ્તનો**
**મધ્યે કલાંત થએલ એ કટિ, નમ્યાં સ્કંધો, છવિ પાંડુરી**
**પીડાતી મદને કરુણ દીસતી, છે રમ્ય એ દર્શને**
**જાણે પર્ણ વિશોષતા મરુતથી સ્પર્શાયલી માધવી.**

શકુ. (સ્વગત) મ્હારૂં હૃદય કેમ આમ ધબકી રહ્યું છે ? અનંગદેવ ! તું આવો અવિનયી છે કે અબળાને પણ આટલું સંતાપે છે ?

મધુરી બ્હેન શકુન્તલા, તું ત્હારા વ્યાધિને કેમ ગણતી નથી ? અમને ત્હારા હૃદયની વાત નહિ કહે ?

શકુ. બ્હેનાં, હું ત્હમને નહિ કહું તો કોને કહીશ ? પણ એથી ઉલ્ટો ત્હમારા જીવને સંતાપ થશે.

મધુરા (શકુ.નો હાથ પંપાળતાં) દુઃખમાં સ્વજન ભાગ લે છે ત્યારે વેદના હળવી થાય છે એ નથી જાણતી ?

થોડીક વાર શકુન્તલા નિરુત્તર
રહે છે

શકુ૦ બ્હેન, જ્યારથી નરેન્દ્રકુમારને જોયા ત્યારથી—

મધુરી બોલ, બોલ, બ્હેન, પછી શું ?

શકુ૦ ત્યારથી મ્હારો એમના વિશે અભિલાષ થઈ રહ્યો છે.

અટકે છે.

નરેન્દ્ર (સ્વગત) સાંભળવાનું હતું તે સાંભળી લીધું. મ્હારા મનની બધી શંકાઓ દૂર થઇ. આખરે પણ દૈવ અનુકૂળ થયું, ખરું.

શકુ૦ પણ અમારો મેળાપ તો ક્યાંથી સંભવે ? એ શંકાથી મ્હારૂં હૃદય તુટું તુટું થાય છે. અને એ વેદના સહન થતી નથી.

મધુરી બ્હેન, આમ અધીરાં થયે કૈં વળવાનું છે ?

શકુ૦ બ્હેન, મધુરી, શાથી મ્હને તો કૈં કૈં શંકાઓ થયાં કરે છે. ને કોઈ વાર તો એવા દુઃસ્વપ્ન આવે છે કે જાણે મ્હારૂં જીવન પુરૂં થવા બેઠું છે ને ત્હમે સૌએ મ્હારે માટે તિલોદક આણી રાખ્યું છે.

મધુરી શકુન્તલા, આવું તે શું બોલતી હશે ? ઇશ્વર સૌ સારાં વાનાં કરશે ? ત્હારા મનોરથમાં વળી અશક્ય

શું છે? એમની મનોદશા પણ અમે જોઇ હતી. અમને તો ખાત્રી છે કે એ પણ ત્હારા જેવીજ દશા અનુભવતા હશે. બાકી તો ત્હારાં જેવા સ્ત્રી રત્નને સત્કારે નહિં એવું વિધિવંચિત કોઇ હશે, વારુ?

યશ. ખરી વાત છે; માત્ર એમને ત્હારી દશા વિશે જણાવવુંજ રહ્યું છે.

શકુ. પણ તે કેમ કરી થાય?

યશ. (થોડીક્વારે) એમને તું એક પત્ર લખે તો?

શકુ. (નિરાશ થઇ) ઘેલી થઈ છે? આપણે કૂલવાન થઇ પરપુરુષને વગર જાણ્યે એવો પત્ર તે લખાતો હશે?

યશ. ત્યારે કંઇ બ્હાનું કાઢી હું જાઉં?

શકુ. પણ એમની વૃત્તિ શી હશે એ તો હજી આપણે જાણતા નથી. આ તો આપણે માત્ર અનુમાન કરીએ છિયે.

નરેન્દ્ર (સ્વગત) આમની શંકા દૂર કરવી એ હવે ધર્મ્ય લાગે છે.

(પ્રગટ થઇ) એ વિશે શંકા કરવાનું કારણ નથી. જે વિશુદ્ધ વેદિ ત્હમારા હૃદયમાં છે એજ વેદિનો પવિત્ર અગ્નિ મ્હારા હૃદયમાં પણ જાગ્રત છે.

મધુરી (હરખભેર) જેને વિશે આપણે મનોરથો રચતાં

હતાં તે વગર વિલંબેજ આવી રહ્યાં.

શકુન્તલા બેઠી થાય છે

યશ. પધારો.

નરેન્દ્ર તથા સખીઓ હિંચકા સામે ખુરશી પર બેસે છે. શકુન્તલા લજ્જા પામતી બેસે છે. થોડીકવાર કોઈ બોલતું નથી.

નરેન્દ્રકુમાર, આપ ઉભયની પ્રીતિ તો સ્પષ્ટ છે. પણ અમારી સખી તરફના અમારા સ્નેહને લીધે કાંઈ પ્રશ્ન પૂછવાનું મન થાય છે. આપ અનુજ્ઞા આપો તો......

નરેન્દ્ર હા, અવશ્ય, આપને જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછી શકો છો.

યશ. આપ જાણો છો કે, અમે નાગરિકોની રીતભાતથી સાવ અજાણ છિયે, પણ સાંભળ્યું કે...

શકુ. યશ !

નરેન્દ્ર (શકુન્તલાને) ના, ના,, એમને વારશો નહિં. (યશને) કહો, હાં, તે શુ?

યશ. સાંભળ્યું છે કે એમને પૂર્વ પ્રીતિનું વિસ્મરણ ઝટ થાય છે. જાણે મહારાજ દુષ્યંતના કાળથી એમનું અનુકરણ કરતાં ન હોય.

નરેન્દ્ર  अपरिक्षत कोमलस्य भाव—
त्कुसुमस्य नवस्य षट्पदेन ।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥

શકુ. આ તો સંસ્કૃત છે.

નરેન્દ્ર મ્હને તો વહેમ હતો કે ત્હમને સંસ્કૃત આવડે છે.

શકુ. (મસ્તીખોર આંખોએ જોઈ) ના, ના, બહુ થોડું આવડે છે.

નરેન્દ્ર (સ્વગત) એની આંખોની મસ્તી જોતાં એ સ્પષ્ટ થાય છે કે મ્હને એ બનાવે છે. પણ સ્વજનને હાથે મુર્ખ ઠરવામાં પણ કૈં ઓર મઝા છે (પ્રગટ) એનો અર્થ કહું?

શકુન્તલા અનુત્તર ઉભી રહે છે.

વણચુટયાં વળી કોમલ પુષ્પનો
નવસ્ફુર્યો રસ જેમ અલિ ગ્રહે.
અધરનો રસ લેઈ પિપાસુ હું...

શકુ. (શરમાતી) જાવ, જાવ, કેવા નફ્ફટ છો?

નરેન્દ્ર (ચાળા કરતો) ક્ષમા કરો. મેં ક્યાં મ્હારી ભાવના પ્રગટ કરી છે? આતો દુષ્યન્ત મહારાજ...

શકુ. (શરમાતી) બસ થયું, હવે. જરા લાજો. આમ પરાઈ કન્યાને આવું તે કહેવાતું હશે?

અટકે છે. અને શકુન્તલા તરફ
પ્રણયભરી દૃષ્ટિ કરે છે. શકુ.
તે જુવે છે.

શકુ. (નીચી દૃષ્ટિ રાખી ભોંય ખણતી) નરેન્દ્રકુમાર, આપનું ચિત્ત વ્યગ્ર થયું છે.

નરેન્દ્ર પ્રાણ...

શકુ. કુમાર, વિનયની રક્ષા કરો......અમારી કૂલમર્યાદા આથી આગળ જતી નથી. હું રજા લઉં છું.

જવા માંડે છે

નરેન્દ્ર (જાગતો હોય તેમ) શકુન્તલા, જરા ઉભાં રહો.

શકુન્તલા અટકે છે

ત્હમે મ્હારા હૃદયની વિશુધ્ધતાને ભારે અન્યાય કર્યો.

શકુ. (ક્ષોભ પામતી) કુમાર, એમ થયું હોય તો ક્ષમા કરો. પણ શા મેળે આપે એમ કહ્યું ?

નરેન્દ્ર (કૈંક કચવાટ પામતો હોય તેમ) ત્હમે શું એમ ધાર્યું કે મહારાજ દુષ્યન્તે દેવી શકુન્તલાને કહ્યું તેવું હું કહીશ ?

શકુ. દુષ્યન્ત મહારાજે શું કહ્યું હતું ?

નરેન્દ્ર ત્હમને ખબર નથી ?

શકુ. (મધુર સ્મિત કરી) ના.

नरेन्द्र अपरिक्षत कोमलस्य भाव—
कुसुमस्य नवस्य षट्पदेन।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥

શકુ. આ તો સંસ્કૃત છે.

નરેન્દ્ર મ્હને તો વહેમ હતો કે ત્હમને સંસ્કૃત આવડે છે.

શકુ. (મસ્તીખોર આંખોએ જોઈ) ના, ના, બહુ થોડું આવડે છે.

નરેન્દ્ર (સ્વગત) એની આંખોની મસ્તી જોતાં એ સ્પષ્ટ થાય છે કે મ્હને એ બનાવે છે. પણ સ્વજનને હાથે મુર્ખ ઠરવામાં પણ કૈં ઓર મઝા છે (પ્રગટ) એનો અર્થ કહું?

શકુન્તલા અનુત્તર ઉભી રહે છે.

વણચુટયાં વળી કોમલ પુષ્પનો
નવસ્ફુર્યો રસ જેમ આલ ગ્રહે.
અધરનો રસ લેઈ પિપાસુ હું...

શકુ. (શરમાતી) જાવ, જાવ, કેવા નફ્ફટ છો?

નરેન્દ્ર (ચાળા કરતો) ક્ષમા કરો. મેં ક્યાં મ્હારી ભાવના પ્રગટ કરી છે? આતો દુષ્યન્ત મહારાજ...

શકુ. (શરમાતી) બસ થયું, હવે. જરા લાજો. આમ પરાઈ કન્યાને આવું તે કહેવાતું હશે?

અટકે છે. અને શકુન્તલા તરફ
પ્રયણભરી દૃષ્ટિ કરે છે. શકુ.
તે જુવે છે.

શકુ. (નીચી દષ્ટિ રાખી ભોંય ખણુતી) નરેન્દ્રકુમાર, આપનું ચિત્ત વ્યગ્ર થયું છે.

નરેન્દ્ર પ્રાણ...

શકુ. કુમાર, વિનયની રક્ષા કરો......અમારી કૂલમર્યાદા આથી આગળ જતી નથી. હું રજા લઉં છું.

જવા માંડે છે

નરેન્દ્ર (જાગતો હોય તેમ) શકુન્તલા, જરા ઉભાં રહો.

શકુન્તલા અટકે છે

ત્હમે મ્હારા હૃદયની વિશુધ્ધતાને ભારે અન્યાય કર્યો.

શકુ. (ક્ષોભ પામતી) કુમાર, એમ થયું હોય તો ક્ષમા કરો. પણ શા મેળે આપે એમ કહ્યું ?

નરેન્દ્ર (કૈંક કચવાટ પામતો હોય તેમ) ત્હમે શું એમ ધાર્યું કે મહારાજ દુષ્યન્તે દેવી શકુન્તલાને કહ્યું તેવું હું કહીશ ?

શકુ. દુષ્યન્ત મહારાજે શું કહ્યું હતું ?

નરેન્દ્ર ત્હમને ખબર નથી ?

શકુ. (મધુર સ્મિત કરી) ના.

નરેન્દ્ર अपरिक्षत कोमलस्य भाव—
त्कुसुमस्य नवस्य षट्पदेन ।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥

શકુ. આ તો સંસ્કૃત છે.

નરેન્દ્ર મ્હને તો વહેમ હતો કે ત્હમને સંસ્કૃત આવડે છે.

શકુ. (મસ્તીખોર આંખોએ જોઈ) ના, ના, બહુ થોડું આવડે છે.

નરેન્દ્ર (સ્વગત) એની આંખોની મસ્તી જોતાં એ સ્પષ્ટ થાય છે કે મ્હને એ બનાવે છે. પણ સ્વજનને હાથે મુર્ખ ઠરવામાં પણ કૈં ઓર મઝા છે (પ્રગટ) એનો અર્થ કહું ?

શકુન્તલા અનુત્તર ઉભી રહે છે.

વણચુંટયાં વળી કોમલ પુષ્પનો
નવસ્ફુર્યો રસ જેમ આલ ગ્રહે.
અધરનો રસ લેઈ પિપાસુ હું...

શકુ. (શરમાતી) જાવ, જાવ, કેવા નફ્ફટ છો ?

નરેન્દ્ર (ચાળા કરતો) ક્ષમા કરો. મેં ક્યાં મ્હારી ભાવના પ્રગટ કરી છે ? આતો દુષ્યન્ત મહારાજ...

શકુ. (શરમાતી) બસ થયું, હવે. જરા લાજો. આમ પરાઈ કન્યાને આવું તે કહેવાતું હશે ?

અટકે છે. અને શકુન્તલા તરફ પ્રયણભરી દૃષ્ટિ કરે છે. શકુ. તે જુવે છે.

શકુ. (નીચી દૃષ્ટિ રાખી ભોંય ખણતી) નરેન્દ્રકુમાર, આપનું ચિત્ત વ્યગ્ર થયું છે.

નરેન્દ્ર પ્રાણ...

શકુ. કુમાર, વિનયની રક્ષા કરો......અમારી કૂલમર્યાદા આથી આગળ જતી નથી. હું રજા લઉં છું.

જવા માંડે છે

નરેન્દ્ર (જાગતો હોય તેમ) શકુન્તલા, જરા ઉભાં રહો.

શકુન્તલા અટકે છે

ત્હમે મ્હારા હૃદયની વિશુધ્ધતાને ભારે અન્યાય કર્યો.

શકુ. (ક્ષોભ પામતી) કુમાર, એમ થયું હોય તો ક્ષમા કરો. પણ શા મેળે આપે એમ કહ્યું ?

નરેન્દ્ર (કૈંક કચવાટ પામતો હોય તેમ) ત્હમે શું એમ ધાર્યું કે મહારાજ દુષ્યન્તે દેવી શકુન્તલાને કહ્યું તેવું હું કહીશ ?

શકુ. દુષ્યન્ત મહારાજે શું કહ્યું હતું ?

નરેન્દ્ર ત્હમને ખબર નથી ?

શકુ. (મધુર સ્મિત કરી) ના.

नरेन्द्र अपरिक्षत कोमलस्य भाव—
त्कुसुमस्य नवस्य षट्पदेन ।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥

શકુ. આ તો સંસ્કૃત છે.

નરેન્દ્ર મ્હને તો વહેમ હતો કે ત્હમને સંસ્કૃત આવડે છે.

શકુ. (મસ્તીખોર આંખોએ જોઈ) ના, ના, બહુ થોડું આવડે છે.

નરેન્દ્ર (સ્વગત) એની આંખોની મસ્તી જોતાં એ સ્પષ્ટ થાય છે કે મ્હને એ બનાવે છે. પણ સ્વજનને હાથે મુર્ખ ઠરવામાં પણ કૈં ઓર મઝા છે (પ્રગટ) એનો અર્થ કહું ?

શકુન્તલા અનુત્તર ઉભી રહે છે.

વણચુટયાં વળી કોમલ પુષ્પનો
નવસ્ફુર્યો રસ જેમ આલ ગ્રહે.
અધરનો રસ લેઈ પિપાસુ હું...

શકુ. (શરમાતી) જાવ, જાવ, કેવા નફ્ફટ છો ?

નરેન્દ્ર (ચાળા કરતો) ક્ષમા કરો. મેં ક્યાં મ્હારી ભાવના પ્રગટ કરી છે ? આતો દુષ્યન્ત મહારાજ...

શકુ. (શરમાતી) બસ થયું, હવે. જરા લાજો. આમ પરાઈ કન્યાને આવું તે કહેવાતું હશે ?

નરેન્દ્ર  ત્હમે પરાયાં છો ?

બેઉ એકમેક સામે જુએ ઉભયની મીટ મંડાય છે. નરે શકુ. નો હાથ હાથમાં લે શકુ. નીચું ન્યાળી રહે છે.

પ્રેમ !

શકુ.  (ધીરેથી) પ્રાણ !

નરેન્દ્ર શકુન્તલાનું મ્હોં ઉ કરવા પ્રયત્ન કરે છે. શકુન્ત વારંવાર અધર પર આંગ મૂકે છે.

(શરમાતી) નહિ, ના........

શકુ. જરા દૂર ખસે છે. એટલા કુંજની પેલી પારથી ચશવતિ અવાજ આવે છે, "મધુરી, ચક્રવાકી હજી સહચરની કેમ લેતી નથી ? રાત તો ર રહી છે."

શકુ.  પ્રેમ, અવશ્ય, સા મ્હારી ખબર લેવા આ આવતાં લાગે છે. આપ આ કુંજની પછ સંતાઇ રહો.

નરેન્દ્ર  ભલે.

(મંડપમાં નરેન્દ્ર સંતાઈ જાય છે. મા અને યશવતિ તથા મધુરી પ્રવેશ કરે છે.

યશ. આ બાજુએ મા, શકુન્તલા આ બાજુએ છે.

મા (શકુ પાસે જઇ) બેટા, ત્હારો તાવ ઉતર્યો ?

શકુ. હા, મા, મ્હને હવે તો બહુ સારૂ છે.

મા બેટા, આ ઉતાર ઉતારવા દે; ત્હારા શરીરની પીડા મટી જશે. (શકુ. ના માથા ઉપરથી ઓવાર ઉતારી) બેટા, ચાલો હવે, રાત થવા આવી છે. ઘરમાં જાવ, નહિ તો શરદી થશે.

શકુ. હા, મા, ચાલો.

બધા જવા માંડે છે.

(સ્વગત) અરે હૃદય ! અભીષ્ઠ મળ્યું ત્યારે શરમ આવી ને પછી પશ્ચાતાપ થાય છે તે હવે આ ઉચ્ચાટ શા કામનો ?

જાય છે.

નરેન્દ્ર (બહાર આવી) અરેરે, આપણી મનોરથસિદ્ધિને કેટલાં વિઘ્ન નડે છે ? (જરાક વારે)

અંગુલિએ અધર જે તણું ઢાંકી રાખ્યું,
સ્કંધે લળી નજર, પાંપણ રમ્ય જેનાં,

સુઝાયલું મધુર એ "નહિ-ના" કહ્યાંથી
એવું નમ્યું-કર ધર્યું, મુખ ના ચુમાયું

—પણ હવે ક્યાં જાઉં? લાવ, અહિં એ સૌંદર્યમૂર્તિના સ્પર્શથી સુભગ થયલા આ લતા મંડપે મૂહુર્તવાર ઉભો રહી કૃત્યે કૃત્ય થાઉં.

એટલામાં દૂર અચ્યુત નજરે પડે છે.

અહો, આ તો અચ્યુત આવે છે. પ્રિયતમાનાં સ્વજન પણ ચિત્તને કેટલો આનંદ આપે છે? લાવ, હું એને મળતો જાઉં.

જાય છે.

પડદો પડે છે.

# અંક બીજો

## પ્રવેશ પહેલો

**સમય:** થોડા માસ પછી એક ઉગતી સ્હવારે.

**સ્થળ:** શાસ્ત્રીજીનું ઉદ્યાન.

યશવતિ અને મધુરી ફુલ ચુંટતાં દેખાય છે. એક બાજુ દરવાજા પાસે માલતિ મંડપની નજદીક શકુન્તલા વિચારમગ્ન બેઠી હોય છે.

**યશ.** મધુરી, જો તો ખરી; શકુન્તલાનું મ્હોં કેવું નિસ્તેજ થઇ ગયું છે અને હમણાં હમણાં તો એ કેવળ હૃદયશૂન્ય પણ થતી જાય છે.

**મધુરી** તે શું ખરેખર નરેન્દ્રભાઈ આવા ક્રૂર હશે ! એમ હોય તો નહિ.

યશ. શું કહેવાય? નહિ તો આટલા મહિના થયાં એક પત્ર પણ ના લખે?

મધુરી પણ ત્યારે શકુન્તલા એમને કેમ લખતી નથી?

યશ. પત્ર કોઈના હાથમાં જાય તેથી લખતી નથી

મધુરી (થોડીવારે) યશ, આ વાત ગુપ્ત રાખી એ સારૂ કર્યું નહિ.

યશ. હા, પણ એણે નરેન્દ્રકુમારને વચન આપ્યું હતું.

મધુરી શા માટે?

યશ. કહે છે કે એમની વૃદ્ધ માતાને આઘાત થાય તેથી. વળે કવળે એની સંમતિ લીધા પછી પ્રગટ કરવું.

મધુરી પણ દાદાજી જાણશે ત્યારે શું કહેશે?

યશ. દાદાજી તો પ્રસન્ન થશે. પ્રથમથીજ એમનો સંકલ્પ હતો કે કોઇ ગુણવંતને કન્યા આપવી. તેવું દૈવેજ સંપાદિત કરી આપ્યું. તેથી એમનો મનોરથ વિના પ્રયત્ને પૂર્ણ થયો.

મધુરી આમના લગ્ન થયા વિશે તો કૈં શંકા નહિં હોય ને?

યશ. ના, જરાયે નહિ. સરાનપુરની કચેરીમાં એમણે લગ્ન યથાયોગ્ય નોંધાવ્યાં છે. પણ મ્હને તો બીજીજ ફીકર થાય છે. કે આવી વાત તે ક્યાં

લગી ગુપ્ત રહેશે ? મૃદંગીની જેમ એની અવસ્થા પણ જોતાંવાર પરખઈ જશે અને વળી આજ-કાલમાં દાદાજી પણ આવી પહોંચશે.

**મધુરી** હેં કોણે કહ્યું ?

**યશ.** આજે પત્ર આવ્યો હતો એટલે આપણે ભાળ તો કઢાવવી જોઈએ. એમનાથી ક્યાં લગી બધું ગુપ્ત રાખીશું ?

**મધુરી** ત્યારે શું કરીએ ?

**યશ.** આપણે શકુન્તલાને પૂછી જોઈએ. એ હા પાડતી હોય તો હું સારંગધરને મોકલું. કૈં નહિ તો ભાળ તો કાઢી લાવશે.

**મધુરી** ચાલ પૂછીએ.

બેઉ શકુન્તલા ઉભી છે તે તરફ જાય છે. સામી બાજુએ કેડમાં બાળક લઈ એક પરદેશી સ્ત્રી ગાતી પ્રવેશ કરે છે અને દરવાજા આગળ જરા અંદર આવી ઉભી રહે છે.

**પરદેશી સ્ત્રી :**

**સુનાં મ્હારાં વન રે, ફુલોના ઉદ્યાન્**
**વાયે લુખ્ખા વાયરા રે...**

યશ. શું કહેવાય? નહિ તો આટલા મહિના થયાં એક પત્ર પણ ના લખે?

મધુરી પણ ત્યારે શકુન્તલા એમને કેમ લખતી નથી?

યશ. પત્ર કોઈના હાથમાં જાય તેથી લખતી નથી

મધુરી (થોડીવારે) યશ, આ વાત ગુપ્ત રાખી એ સારૂં કર્યું નહિ.

યશ. હા, પણ એણે નરેન્દ્રકુમારને વચન આપ્યું હતું.

મધુરી શા માટે?

યશ. કહે છે કે એમની વૃદ્ધ માતાને આઘાત થાય તેથી. વળે કવળે એની સંમતિ લીધા પછી પ્રગટ કરવું.

મધુરી પણ દાદાજી જાણશે ત્યારે શું કહેશે?

યશ. દાદાજી તો પ્રસન્ન થશે. પ્રથમથીજ એમનો સંકલ્પ હતો કે કોઇ ગુણવંતને કન્યા આપવી. તેવું દૈવેજ સંપાદિત કરી આપ્યું. તેથી એમનો મનોરથ વિના પ્રયત્ને પૂર્ણ થયો.

મધુરી આમના લગ્ન થયા વિશે તો કૈં શંકા નહિં હોય ને?

યશ. ના, જરાયે નહિ. સરાનપુરની કચેરીમાં એમણે લગ્ન યથાયોગ્ય નોંધાવ્યાં છે. પણ મ્હને તો બીજીજ ફીકર થાય છે. કે આવી વાત તે ક્યાં

લગી ગુપ્ત રહેશે ? મૃદંગીની જેમ એની અવસ્થા પણ જોતાંવાર પરખઈ જશે અને વળી આજ-કાલમાં દાદાજી પણ આવી પહોંચશે.

**મધુરી** હેં કોણે કહ્યું ?

**યશ.** આજે પત્ર આવ્યો હતો એટલે આપણે ભાળ તો કઢાવવી જોઈએ. એમનાથી ક્યાં લગી બધું ગુપ્ત રાખીશું ?

**મધુરી** ત્યારે શું કરીએ ?

**યશ.** આપણે શકુન્તલાને પૂછી જોઇએ. એ હા પાડતી હોય તો હું સારંગધરને મોકલું. કૈં નહિ તો ભાળ તો કાઢી લાવશે.

**મધુરી** ચાલ પૂછીએ.

> બેઉ શકુન્તલા ઉભી છે તે તરફ જાય છે. સામી બાજુએ કેડમાં બાળક લઈ એક પરદેશી સ્ત્રી ગાતી પ્રવેશ કરે છે અને દરવાજા આગળ જરા અંદર આવી ઉભી રહે છે.

**પરદેશી સ્ત્રી :**

**સુનાં મ્હારાં વન રે, ફુલોના ઉદ્યાન્**
**વાયે લુખ્ખા વાયરા રે...**

સૂક્યાં સરોવર રે, સરિતાનાં નીર
સૂક્યાં તરુ છાંયડા રે...
સૂનાં આભ દિગન્ત રે, કાલયે વિકાળ,
ચન્દ્ર સુરજ તો આથમ્યા રે
સુનાં એવાં ઉર રે, હૃદયાની સેજ
પિયુ રહ્યો પરદેશમાં રે...

ગીત અટકે છે. સ્ત્રીના હાથમાં લીધેલું બાળક મંડપની વેલ તોડે છે. પણ શકુન્તલા એ કૈ જોતી જણાતી નથી. એ જોઇ,

યશ૦ પ્રિયતમના વિયોગથી એને એના જીવનનુંજ કશું ભાન નથી તો પારકું કોઇ આવ્યું હોય તેનું તો કહેવુંજ શું?

પર૦ સ્ત્રી૦ બ્હેન, મા, મ્હારો ધણી રાજકોટમાં માંદો છે. કૈં દયા કરો ને ગાડી ભાડા જેટલું આપો.

શકુન્તલા ડાબા હાથમાં મ્હોં રાખી સ્તબ્ધ થઇ બેસી રહી રહી છે. પરદેશી સ્ત્રી તે જુએ છે ને ત્હેના હૃદયમાંથી ઉંડો નિશ્વાસ નીકળે છે. સામેથી યશસ્વતિ અને મધુરી આવે છે. માલતિ મંડપની વેલ તોડતાં બાળક તરફ યશ. ડોળા કાઢે છે. પરદેશી સ્ત્રી તે જુએ છે ને

જવા માંડે છે.

**સ્ત્રી.** (જતાં જતાં શકુન્તલા તરફ જોઇ) અરેરે, આને દયા પણ આવતી નથી. ઇશ્વર ત્હને મ્હારા જેવોજ વિયોગનો દિ દેખાડે.

પરદેશી સ્ત્રી જાય છે. યશ અને મધુરી પાસે આવે છે.

**યશ.** બ્હેન શકુન્તલા.

શકુન્તલા જાગતી હોય તેમ શરીર ખંખેરી જુએ છે. સખીઓ ત્હેની સામે ઉભી રહે છે.

**શકુ.** હાં.

બેઉ સખીઓ ત્હેની પાસે બેસે છે. જરાકવારે

**યશ.** તું કહેતી હોય તો નરેન્દ્રભાઈ પાસે સારંગધરને મોકલીએ.

**શકુ.** (ઉતાવળે) ના, જરાયે નહિ. એવું કરશોજ નહિં. મેં એમની કને પ્રતિજ્ઞા લીધી છે.

**યશ.** પણ બ્હેન, એમણે કયાં એમની પ્રતિજ્ઞા પાળી છે? મહિના એકમાં અહિં......

**શકુ.** (હોઠ ડાબી) તે કૈંક સકારણજ હશે. એમની...

**યશ.** (ચીઢાતી હોય તેમ) ઓહો, એટલો બધો વિશ્વાસ

છે તો આમ હૃદયશૂન્ય કેમ થઇ રહી છે?

શકુન્તલા ઉત્તર આપતી નથી. પણ એની આંખમાંથી એક બે આંસુઓ નીકળે છે.

મધુરી જા, જા, યશ, એ બિચારીને આમ સતાવે છે શું?

મધુરી શકુન્તલાના વાળપર હાથ ફેરવે છે. થોડીવાર કોઇબોલતું નથી.

શકુ. બ્હેન, શું ત્યારે એમણે મ્હને ત્યજી દીધી હશે?

યશ. ના, ના, એમ કોઈ ક્યાં કહે છે? પણ એમનો કંઈ સંદેશો પણ નથી તે એમના કૂશળ વર્તમાન તો જાણીએ.

મધુરી હા, એટલુ તો મ્હને પણ મન છે. (શકુન્તલાને પંપાળતી) બ્હેન; તું કહેતી હોય તો સારંગધરને મોકલીએ.

શકુ. એમના કૂશળ વર્તમાન જાણવા તો હું યે અધીરી થઇ રહી છું. પણ સારંગધર બધું ગુપ્ત રાખશે ખરાને?

યશ. હા, એ મ્હારે ભરોસે.

મધુરી ક્યારે જશે?

યશ. આજેજ મોકલું છું.

શકુ. ને પાછા ક્યારે આવશે?

યશ. કાલ સાંજ સુધીમાં આવી રહેશે. ત્હારે કૈં સંદેશો મોકલવો છે?

શકુ. સંદેશો છે તો બહુયે ને નહિ તો......

મધુરી. (અચાનક કૈં વિચાર આવ્યો હોય તેમ ઉતાવળે) પણ સારંગધરને એ ઓળખે છે ખરા?

યશ. ના.

મધુરી ત્યારે એમનું એ માનશે ખરા? આજના વખતમાં એવા અધિકારી પાસે તો અનેક પ્રપંચી લોક જતા હશે.

શકુ. ત્યારે શું કરીએ?

યશ. તું પત્ર લખી આપ.

શકુ. ના, પત્ર માટે તો મેં વચન આપ્યું છે. કદાચ કોઈનાં હાથે ચઢે તો........

યશ. એમ હાથોહાથના પત્ર તે ગુમ થતા હશે?

શકુ. થાય વળી, પ્રારબ્ધ વાંકું હોય તો બધુંયે થાય.

મધુરી હા, શકુન્તલા સાચું કહે છે. દેવી શકુન્તલાની આંગળી પરથી દુષ્યન્ત મહારાજની મુદ્રિકા પાણીમાં પડી ગઈ હતી તે યાદ નથી?

યશ. અરે, હા, ત્હને પણ મુદ્રિકા આપી છે ને? લાવ એજ મોકલીએ.

શકુ. ના રે, અભિજ્ઞાન સંબંધે મુદ્રિકા માટે તો મ્હને

બહુ વ્હેમ છે. અને એનાથી તો કદી હું વિખુટી પડું એમચે નથી.

યશ. એમ દરેક વાતની તું ના કહે છે ત્યારે શું કરીએ ?

અધુરી ત્યારે કંઇ સંકેતનો સંદેશો જડતો નથી ?

શાકુ. (થોડીક વાર વિચાર કરી) હા. સારંગધરને કહેજે કે એમને ત્હમારા વચનમાં અણપતીજ થાય તો સંભારજો કે.........(અટકે છે)

યશ. હા, શું ?

શાકુ. (જાણે સ્મૃતિ ચિત્ર જોતી હોય તેમ ધીરેધીરે) કે એક દિવસ નવમાલિકાના મંડપમાં આપણે બેઠાં હતાં તે વેળા કમળપત્રના પ્યાલામાં ત્હમે પાણી લીધું. એટલામાં મૃદંગી આવી ત્હમારી સામે જોઈ રહી. ત્હમને દયા આવી તેથી પીતાં પહેલાં એને આપવા માંડયું. પણ ત્હમારી સાથે એને પરિચય નહિ તેથી તે બેસી રહી; પછી મેં હાથમાં પાણી લઈ પીવાડવા માંડ્યું ને એ કરારે પી ગઇ........

યશ. હાં, પછી ?

શાકુ. પછી આપ બોલ્યા હતા કે સૌ પોતાના સ્વજનનો વિશ્વાસ રાખે છે.

યશ. વા-રુ, એતો કહેવડાવીશ: પણ આટલું તો કોઇ

જોઈ ગયું હોય તોયે જાણે. આટલાથી કૈં સારંગધર ત્હારીજ તરફથી આવે છે એમ નક્કી થાય નહિ. તે બીજો કાંઈ સંકેત નથી?

શાકુ. (જરાવાર વિચાર કરી) તો કહીએ કે સરાનપુરના દરબાર ગઢની અગાસીમાં આપણે બેઠાં હતાં ત્યારે ચંદ્રનું જાણે ગ્રહણ થયું હોય તેમ ચંદ્ર ઘેરાયલો હતો. પછી સહસા ચંદ્રનું અજવાળું આપણા પર ઢળ્યું ત્યારે મેં ઉતાવળે કહ્યું કે "નાથ, જુવો, જુવો, ચંદ્રિકા આપને ભીંજવે છે." ત્યારે આપે કહ્યું હતું: "મ્હારા જીવનની અમૃત વર્ષિણી ચંદ્રિકા તો ક્યારની મ્હને ભીંજવી રહી છે."

(મસ્તીખોર આંખોથી જોતી) અને?

શાકુ. (મંદ હાસ્ય કરતી) અને શું? કૈં નહિ વળી. જા, આટલી એંધાણી બસ છે.

ઘર તરફથી "યશવતિ, યશવતિ"ની હાંક સંભળાય છે.

યશ. લ્યો, સારંગધરજ આવ્યો છે, ચાલો, હમણાંજ એને રવાના કરીએ.

મધુરી હા, ચાલો.

બધાં જાય છે.

પડદો પડે છે.

૧૯૮૭૫

## પ્રવેશ બીજો.

સમય: બીજા દિવસની સ્હવાર.

સ્થળ: શાસ્ત્રીજીના ઉદ્યાનના મહામંડપમાં.

શાસ્ત્રીજી તથા મા એક બાંક ઉપર બેઠા છે. તેમના પગ આગળ હરિઆળી પર શકુન્તલા,યશવંતિ, અને મધુરી બેઠાં છે.એટલામાં રાધા પ્રવેશ કરે છે અને ઘર તરફ જાય છે.

મા રાધાબાઈ, કેમ, કાલ ન્હોતી આવી ?

રાધા માજી, અમારી ચંચળ કાલ સાસરે ગઇ તે ના અવાયું.

મા એમ કે, ચાલો. સારૂં.

રાધા ઘર તરફ અદૃશ્ટ થાય છે. થોડીક વારે.

(શાસ્ત્રી ગમ જોઇ) આપ કશી ચિંતામાં દેખાવ છો.

**શાસ્ત્રી** હં (જરા સ્વસ્થ થઈ) હા, આ રાધાબાઇની ચંચળ સાસરે ગઈ તે પરથી મ્હને આપણી શકુન્તલા પણ કોઇ વેળા સાસરે જશે એ વિચાર થયો.

શકુન્તલા યશવતિ, તથા મધુરી એકએક સામુ જુવે છે.

**યશ.** પણ, દાદાજી, શકુન્તલાના લગ્ન સંબંધે વળી ચિંતા કરવાની શી હોય? આવી સુલક્ષણી માટે સુયોગ્ય વર તો મળી રહેશે.

**શાસ્ત્રી** ના, બ્હેન, હું એની ચિંતા કરતો નથી.

**મા** ત્યારે?

**શાસ્ત્રી** રાધાબાઈની ચંચળ ગઈ તેમ શકુન્તલા સાસરે જશે ત્યારે આ બધું (ચારે પાસ નજર કરતો) સુનું લાગશે. લાલનપાલનથી ઉછેરેલી કન્યાને સાસરે વિદાય કરતી વેળાએ ભગવાન કણ્વ જેવા અરણ્યવાસીનું હૃદય પણ વિહ્વળ થયું હતું એ યાદ નથી? તો પછી, આપણા જેવા ગૃહસ્થધર્મીઓનું તો પૂછવુંજ શું? એ પ્રસંગના નામ માત્રે મ્હારૂં વૃદ્ધ હૈયું ભરાઈ આવે છે. પુરુષ ગમે તેટલો બલવાન હોય પણ...

ત્હેનો અવાજ રૂંધાય છે. ત્હેમાંથી

આગળ બોલાતું નથી. એ બીજી તરફ નજર કરી લે છે. માની આંખોમાં પણ આંસુ ભરાય છે.

મધુરી હા. દાદાજી, શકુન્તલા જશે ત્યારે તમામ કદંબવન રડી ઉઠશે, અને પેલી બિચારી વનજ્યોત્સના તો શકુન્તલાના વિરહે કરમાઇ જશે.

યશ. (મધુરીને: આંખનો ઇસારો કરતી) પણ બીજી તરફ જેમ વનજ્યોત્સનાને એનો પ્રિય આમ્રરાજ મળ્યો તેમ શકુન્તલાને પણ એનો પ્રિય પતિ મળે તો દાદાજી ને આપણે સૌ નચિન્ત થઇએ.

મધુરી તે શકુન્તલાને કોઈ પ્રિય મૂર્તિ છે ખરી ?

યશ. છેસ્તો.

શકુન્તલા ચમકીને યશ તરફ જુવે છે. યશવતિ જાણે તે જોયું ન હોય તેમ કરે છે. એટલામાં મૃદંગી દૂર ફરતી જણાય છે તેને શકુ. લેવા જાય છે.

મધુરી યશ, શકુન્તલાના હૃદયમાં કોણ છે ?

યશ. તે એમ કહેવાતું હશે ? દાદાજી કને હું સંમતિ લઇશ પછી કહીશ.

મધુરી દાદાજી ઓછા ના કહે એમ છે ? નહિ, દાદાજી ?

શાસ્ત્રી  કન્યાના હૃદયના શુદ્ધ ભાવ વિરુદ્ધ મ્હારે શું કહેવાનું હોય ?

મધુરી  લે, દાદાજીએ તો વગર પૂછે સંમતિ આપી દીધી.

એટલામાં મૃદંગીને દોરી લાવતી શકુન્તલા પાછી આવે છે. ને ત્હેને પંપાળતી બેસે છે.

યશ  આ મૃદંગીના પ્રસવનાં વર્તમાન પણ આપણે શકુન્તલાના સાસરે મોકલવા પડશે, નહિ ?

શાસ્ત્રી  હાસ્તો, એ તો એની બ્હેન જેવી છે.

શકુન્તલાના સાળુનો છેડો મ્હોંમાં લેતી મૃદંગી ઉભી રહે છે.

યશ  હા, દાદાજી, જુઓને, જાણે શકુન્તલા હમણાંજ સાસરે જવાની હોય ને ત્હેને રોકી રાખતી હોય તેમ મોઇ એનો સાળુ કેવો પકડી રાખે છે ?

શકુન્તલા મૃદંગીની ડોક પર વ્હાલથી માથું મૂકી રાખે છે.

મધુરી  દાદાજી, શકુન્તલાના વિયોગે કદંબવન સૂનું સૂનું લાગશે તેમાં અમારાથી કેમ રહેવાશે ?

શાસ્ત્રી  બેટા, ત્હમને પણ ક્યાં રાખી મુકાય એમ છે ? ત્હમો ત્રણેને સાસરે વળાવીશ ત્યારેજ હું સ્વસ્થ થઇશ. (બબડતો હોય તેમ)

કન્યા પરાયું ધન છે જ સર્વથા,
એવી સતાને પતિ ઘેર સોંપી,
પાછી દીધી થાપણથી ય જેવો,
પ્રશાન્ત થાયે નિજ અન્તરાત્મા.

શાસ્ત્રીજી ઉઠે છે ને ઘર તરફ જાય છે. મા ત્હેમની પાછળ જાય છે.

**સુન્દરી** (શકુન્તલાને) બ્હેન, બ્હેન, દાદાજીએ ત્હારાં લગ્ન માટે સંમતિ આપી હો.

**યશ.** હા, મ્હને તો થતું હતું કે માજી ગુરૂદત્તના માગાં વિશે કંઈ કહેશે.

**સુન્દરી** પણ, હજી આપણે પાર તરી ગયાં નથી.

**યશ.** એ તો જોવાશે. એમાં બીજું થાય એવુંયે શું છે ?

**શકુ.** બ્હેન, ત્હમારા બેઉની પ્રીતિનો બદલો કયા ભવે વાળીશ ?

**સુન્દરી** (ઉતાવળે) ચાલો, મા, વાટ જોતાં હશે.

**યશ.** હા, ચાલો.

બધાં જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ ત્રીજો

બીજા દિવસની સ્હવાર.

નરેન્દ્રની કોર્ટના ચેમ્બરનો ઓરડો.

નરેન્દ્ર કાગળો વાંચે છે. એટલામાં પડદા પાછળ—પાડોશના મકાન—માંથી આવતો હોય તેમ સંગીતનો મધુર અવાજ આવે છે. નરેન્દ્ર તે સાંભળી રહે છે: જરાક વારે

**નરેન્દ્ર** (સ્વગત) આ મધુર સ્વરે આવી અસ્પષ્ટ વ્યગ્રતા કેમ થતી હશે? શું એ સાચું હશે કે:

શબ્દો મધુર સુણતાં, કંઈ રમ્ય ભાળી
આનંદતું મન કદિ નીજ વ્યગ્ર થાતું
ના જાણતાં સ્મરતું તો ગત જન્મમૈત્રિ
જેની સ્મૃતિ અદીઠ મુદ્રિત પ્રાણસત્વે.

અરે, કિયા ભવના ક્યાં સ્વજનને અંતરાત્મા
આમ છૂપો છૂપો સંભારતો હશે?

એટલામાં વાસુદત્ત અને સીપાઈ પ્રવેશ કરે છે.

સીપાઈ કોઈ ઇસમ હજુરને મળવા આવ્યો છે.
નરેન્દ્ર આવવા દે.

સીપાઈ જાય છે. વાસુદત્ત નરેન્દ્રને સહીના કાગળો આપે છે. નરેન્દ્ર તે વાંચે છે એટલામાં સારંગધર પ્રવેશ કરે છે અને નરેન્દ્રને નમસ્કાર કરે છે. નરેન્દ્ર એને એક ખુરસી પર બેસવાની ઈસારત કરે છે. સારંગધર બેસે છે. થોડીકવાર નરેન્દ્ર એક કાગળ વાંચે છે. અને પછી તે વાસુદત્તને આપે છે.

કહો, ક્યાંથી આવ્યા છો? શું કામ છે?
સારંગ. જી, હું વટગામથી આવ્યો છું.

સારંગધર નરેન્દ્ર સામે જોઇ રહે છે પણ ત્હેના ચહેરા પર કંઈ ભાવ દેખાતો નથી.

નરેન્દ્ર ઠીક, કહો શું કામ છે? તહમારૂં નામ શું?
સારંગ. મ્હારૂં નામ સારંગધર; આપને જરા મળવું હતું.
નરેન્દ્ર (કંઇક કચવાટથી) હા, હા, કહો, હું સાંભળું છું.

**સારંગ.** આપને જરા એકાંતમાં મળવું હતું.

**નરેન્દ્ર** આ એકાન્તજ છે.

સારંગધર વાસુદત્ત તરફ જુએ છે.

**નરેન્દ્ર** ત્યારે ઘેર આવવું જોઇએ. આ કચેરી છે.

સારંગધર જરા રાતો પીળો થાય છે.

**સારંગ.** હાજી, મ્હને ખબર છે, પણ મ્હારે બપોરની ગાડીએ પાછા જવું જોઇએ એટલે અહિં આવ્યો. આપને ખાસ મળવાજ આવ્યો છું.

**નરેન્દ્ર** (શીરસ્તેદારને) વાસુદત્ત, ત્હમે જરા પૂછી આવજો.

**વાસુદત્ત** જી હા, (જરા અચકાતાં,) કોર્ટમાં જ્યુરી વગેરે આવી ગઈ છે.

**નરેન્દ્ર** (વાસુદત્તને) હા, હું બે મિનિટમાં આવું છું. (સારંગને) બોલો, પણ મ્હારે કોર્ટનો વખત થયો છે.

ઉભો થાય છે ને ખીંટીએથી કાળો ઝભ્ભો લેવા જાય છે.

**સારંગ.** (ઉતાવળે) જી, મ્હને શકુન્તલાબ્હેને મોકલ્યો છે.

**નરેન્દ્ર** (સવિસ્મય) શકુન્તલાબ્હેને? શકુન્તલાબ્હેન કોણ?

**સારંગ.** જી, હરિદત્ત શાસ્ત્રીજીનાં પુત્રી.

સારંગધર મુંઝવાઈને જોઈ રહે છે.

ત્હેની આંખોમાંથી અગ્નિ વરસતો લાગે છે.

નરેન્દ્ર હરિદત્તશાસ્ત્રી ? હા, (માથું ખજવાળતો) હાં, બરાબર છે. કાલેજ એમનું દફ્તર જોયું હતું. પણ એમની પુત્રી મ્હારા વર્તમાન જાણવા ત્હમને મોકલે છે? શા માટે? હું એમને ઓળખતો પણ નથી?

સારંગ. (ચીસ પાડતો હોય તેમ) સા—હે—બ ?

બહારથી એક સિપાઈ ડોકિયું કરી પાછો જાય છે.

નરેન્દ્ર (ગુસ્સે થતો) ત્હમે જાણો છો કે આ કચેરી છે?

સારંગ. (જાણે સાંભળ્યું ન હોય તેમ) સાહેબ, સાહેબ, આપ આ શું કહો છો? શકુન્તલાબ્હેન......

નરેન્દ્ર (હાવકા અવાજે) હા, શું? કહો, પણ જે કહેવું હોય તે સત્વર કહો.

ઝભ્ભો પહેરવા માંડે છે,

સારંગ. આપ શું બોલો છો તે હું સમજી શકતો નથી. આપ શકુન્તલાબ્હેનના સ્વામી થાવ અને......

નરેન્દ્ર ખુરસી પર બેસી પડે છે.

નરેન્દ્ર શું—ઉં ? કેમ કંઇ ચિત્તભ્રમ થયો છે?

ટેબલ પરની ઘંટડી તરફ હાથ લંબાવે છે.

સારંગ. (ઉતાવળે) સાહેબ, જરા ઉભા રહો- મ્હારૂ જરા સાંભળી લ્યો. હું ખાતરી આપું છું કે મ્હારૂ ચિત્ત કેવળ સ્વસ્થ છે. અને આપને મેં કહ્યું તે પરમ સત્ય છે.

નરેન્દ્ર ત્યારે કહો, મેં એ–એમનું નામ શું?–હં શકુન્તલા જોડે કયાં લગ્ન કર્યું હતું?

સારંગ. તે તો હું કહી શકતો નથી.

નરેન્દ્ર વાહ, શી ચતુર વાત છે. વારુ, કહો, કયારે લગ્ન કર્યું હતું તે કહી શકો છો?

સારંગ. ના, તે પણ ખબર નથી·

નરેન્દ્ર (હસતો હસતો) વાહ, વાહ, કેવી ઉમદા વાત છે! (મશ્કરી કરતો હોય તેમ) ત્હમે તો કદાચ કહેશો કે ગાંધર્વ લગ્ન કર્યાં હતાં. સાંભળ્યું છે કે ગાંધર્વ વિવાહથી અનેક રાજર્ષિ કન્યાઓનાં લગ્ન થતાં –પણ તે અસલમાં.

સારંગ. આપને લાગતું હશે કે આ બનાવટી વાત છે પણ આપ શાસ્ત્રીજીના કુટુંબને ઓળખતા નથી.

નરેન્દ્ર હું એજ કહું છું. હું જરાપણ ઓળખતો નથી.

સારંગ. મ્હારૂં એમ કહેવું છે કે એમના કુટુંબની સંસ્કારિતા આપ જાણતા હો તો આવી કુશંકા કરો નહિ.

નરેન્દ્ર પણ ભલા માણસ, લગ્નનું પરણનાર જાણે કે કોઈ બીજું ?

સારંગ. જી હા, હું પણ એજ કહું છું. એ લગ્ન વિષે મ્હને ખબર નથી પણ શકુન્તલા બ્હેન જાણે છે. અને ત્હેમણે કહેવડાવ્યું છે કે...

નરેન્દ્ર (રસ પડતો હોય તેમ) હા, શું કહાવ્યું છે ?

સારંગ. (યાદ કરતો હોય તેમ) એક દિવસ નવમાલિકા મંડપમાં કમળ પત્રના......

નરેન્દ્ર કેમ, શાકુન્તલ બહૂ વાંચ્યું છે ?

સારંગધર સક્રોધ જોઇ રહે છે

(હસતાં હસતાં) એતો મ્હને ખબર છે. કંઈ નવું હોય તો સંભળાવો.

સારંગ. સાહેબ, અમે ગ્રામ્યજન છતાં પંડિતો છિયે. રાજા મહારાજાઓ કને પણ અમારૂં આવું અપમાન સહી લેતા નથી. છતાં બ્હેન તરફના બંધુકૃત્યમાં ઊણપ આવે નહિ એટલે આપને હાથે આ અપમાન સહન કરૂં છું.

નરેન્દ્ર (ઉભો થતાં) કહો, બીજું કૈં કહેવું છે ?

સારંગ. જી હા, બ્હેને કહાવ્યું છે કે સરાનપુરના દરબાર ગઢની અગાશીમાં વાદળામાંથી મુકત થયેલા ચન્દ્રની ચન્દ્રિકાથી ભીંજાઇ જશો એમ બ્હેને કહ્યું

ત્યારે આપે કહ્યું હતું કે "મ્હારાં જીવનની અમૃત વર્ષિણી ચન્દ્રિકા તો ક્યારની મ્હને ભીંજવી રહી છે"

**નરેન્દ્ર** જીવનમાં મધુર વાણીથી સ્ત્રીઓ પુરુષનાં ચિત્ત હરી લે છે એમ સાંભળ્યું છે તે આમજ હશે. બાકી આ કલ્પના ત્હમારી હોય અને ત્હમે રાજી હો તો ત્હમને શિષ્યવૃત્તિ મળે એ માટે ભલામણ કરૂં.

**સારંગ.** સાહેબ...... (ઉભો થઈ જાય છે.)

**નરેન્દ્ર** કહો, બીજું કૈં કહેવું છે ?

સારંગધર ઉત્તર આપ્યા વગર ક્રોધમાં ચાલ્યો જાય છે. નરેન્દ્ર ખુરસી પર બેસે છે. અને કપાળ પર હાથ ફેરવે છે.

(સ્વગત) મ્હને આ શું થાય છે ? જાણે મ્હારાં ચક્ષુ આગળ ઘડીકમાં કોઈ એક પડદો પાડે છે વળી તે ઉપાડે છે ને બીજો પડદો પડે છે. આમ કેમ થાય છે ?

આંખો મીંચે છે. થોડીક વારે ધીરે પગલે વાસુદત્ત આવે છે. ત્હેના પગરવથી તે જાગે છે.

વાસુદત્ત, આજે મ્હારા શરીરે ઠીક નથી. કેસની મુદત આપી દ્યો

**વાસુ.** જી.

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો

**સમય:** થોડાં વર્ષો પછી એક સ્હવાર.
**સ્થળ:** નરેન્દ્રના બંગલાનું આંબાવાડિયું.

*પાડોશની બે કુમારિકાઓ ઉદ્યાનમાં પ્રવેશ કરે છે.*

**વાસંતી** માધવી, પેલાં વૃક્ષ પર મ્હોર ખૂબ છે.

*એ તરફ જવા માંડે છે.*

**સાવિત્રી** વાસંતી, આ મ્હોરનું ત્હને શું ઘેલું લાગ્યું છે?

*વાસંતી સહસા ઉભી રહે છે ને પોતાની સહીયરને ઉભી રાખે છે.*

**વાસંતી** કહું? કોઇને કહીશ નહિ ને?

માધવી ના, નહિ કહું.

વાસંતી (ખાનગીમાં કહેતી હોય તેમ) વસંત બેસે ત્યારે આંબાના પવિત્ર મ્હોરથી કામદેવની પૂજા કરીએ તો મનગમતો સ્વામી મળે છે.

માધવી એમ ?

વાસંતી હા, ચાલ.

બેઉ સહીયરો પાસેના આંબાનો મ્હોર તોડે છે ને કામદેવની પુજા કરે છે અને મ્હોર તથા ફુલ ચોગમ ઉરાડી વસંતનો ઉત્સવ ઉજવે છે. એટલામાં ધીરોદ્ધત પ્રવેશ કરે છે.

ધીરોદ્ધત (કન્યાઓને જોઇ) કેમ રે, તુમે લોકો અહિં ઉત્સવ કેમ કરો છો ? જાણતાં નથી અહિં કોઈ પણ જાતના ઉત્સવની મના છે ?

બેઉ કુમારિકાઓ ક્ષોભ પામતી ઉભી રહે છે.

વાસંતી માફ કરજો ભાઈ, અમે અજાણ્યા છિયે. અમે તો કામદેવનું પૂજન કરતા હતા.

ધીરો. એ દેવતાનું તો નામે દેતા નહિ. એણેજ બધું કથળી નાંખ્યું છે.

માધવી પુષ્પધન્વા જ્યાં જાય ત્યાં એવુંજ કરે છે. પણ ભાઈ અહિં ઉત્સવ માત્રની મના કેમ છે ?

ધીરો. તે તો મ્હને ખબર નથી. પણ જુઓ જેની આજ્ઞાથી અહિં ઉત્સવ થતા નથી તે એ આવે. એને પુછશો તો કહેશે.

વાસંતી એ કોણ છે? બીચારો દુઃખી જણાય છે.

ધીરો. એ ત્હમારા પુષ્પધન્વાનાજ પ્રતાપ તો બ્હેન. મ્હારૂં કહ્યું માનો તો એનું પુજન તો શું પણ એનો પડછાયો પણ લેશો નહિ. નહિતર આ આવે છે એના જેવા હાલ થશે.

વાસંતી (માધવીને) ચાલ બ્હેન, આ બધા માણસો વિચિત્ર લાગે છે.

બેઉ કુમારિકાઓ જતી રહે છે. જરાક વારે નરેન્દ્ર આવે છે. ત્હેનું શરીર કૃષ, અને વદન નિસ્તેજ છે. તે એક આસન પર બેસે છે અને વિચારમાં નિમગ્ન થાય છે.

નરેન્દ્ર (આંખો પર હાથ ફેરવતો) પુરૂં થયું. જતું રહ્યું (અટકે છે) શકુન્તલા, આપણો સંબંધ પુરો થયો. હવે એની આશા કેવી? અરેરે,

સ્વપ્નું હતું એ? મતિ ભ્રાન્તિ? માયા?
કે પુણ્ય-સાફલ્ય પૂરૂં થયું'તું?
પાછું ફરે ના ત્યમ અસ્ત પામ્યું;
–મનોરથો તો ગિરિથી પ્રપાતો.

ધીરો. પણ તે દિવસે નીરવલ્લીથી મ્હને માજી પાસે રવાના કરતી વખતે તો ત્હમે કહ્યું હતું કે શકુન્તલા વિશે તો ત્હમે વિનોદ માટે કેવળ ગપ્પ જોડી કાઢી હતી.

નરેન્દ્ર હા. પણ એ અસત્ય હતું અને પછી........

ધીરો. શું થયું ?

નરેન્દ્ર મિત્ર, અમે ગુપ્ત રીતે લગ્ન પણ કર્યાં.

ધીરો. (ફરિયાદ કરતો) મ્હોટાભાઇ, મ્હોટાભાઇ, મ્હને જાનમાં પણ તેડ્યો નહિ ?

નરેન્દ્ર મિત્ર, અમે લગ્ન નોંધાવ્યાં હતાં.

ધીરો. તો યે શું ? મ્હને સાવ આમ અજાણ રાખ્યો ?

નરેન્દ્ર મિત્ર, એમાં મ્હારો દોષ નથી.અદ્રષ્ટ બલવાન છે. સરાનપુર લગ્ન નોંધાવી વટગામ થઇ હું વિશળગામ ગયો. ત્યાંથી ઘોડે સ્વારી કરી હું આવતો હતો. એવે રસ્તામાં અશ્વની સાથે હું યે પડ્યો. તે સમયે મસ્તકની મજ્જામાં થએલા ઘાથી એવી વિચિત્ર સ્મરણભ્રાંતિ થઈ કે એ પ્રસંગ અને આગળની કેટલીક હકીકતનું મ્હને સમૂળું વિસ્મરણ થયું.

ધીરો. એવું થાય ખરું ?

નરેન્દ્ર થાય શું ? બન્યું. અને એવું ઘણી વાર બને છે એમ વૈદક કહે છે.

**ધીરો.** મ્હને થતુંજ હતું કે ત્હમે આવા અચ્છા ઘોડે-સ્વાર થઇ આમ પડાયું કેમ? હવે સમજ પડી. ચિત્ત રહ્યું વટગામ અને શરીર ઘોડે બેઠું.

**નરેન્દ્ર** હા, એવું કંઈક હતું ખરું. અને........

**ધીરો.** ત્યારે વળી બીજું શું હતું?

**નરેન્દ્ર.** વિશળગામથી હું અસ્વારી કરતો હતો એટલામાં એક પુરુષે અરજી આપવા માંડી. મેં પાછળથી જાણ્યું કે ત્હેનું ઘર અને સર્વસ્વ આગમાં બળી ગયું હતું. પણ આની તે વખતે મ્હને ખબર નહિ. મેં એને અહિં આવવાનું કહ્યું. એટલે એણે મ્હારી પાછળ એવા નિશ્વાસ અને અને અપશકુન કાઢયા કે કોઇ દિવસ નહિ ને કોણ જાણે તે દિવસ શાથી રાવણીઆ પાસે એની વિરુદ્ધ ફરીઆદ લઈ એને શિક્ષા ફરમાવી. એ પ્રસંગથી મ્હારું ચિત્ત એટલું વ્યગ્ર થઈ ગયું કે ખાડી ઉતરતાં અશ્વ ઠોકરાયો ત્હેનું ભાન રહ્યું નહિ, અને એ સર્વના પરિણામે મ્હારી સ્મૃતિ જતી રહી

**ધીરો.** પછી?

**નરેન્દ્ર** પછી એક માસમાં વટગામ પાછા જવાનું શકુન્તલાને કહેલું પણ એ સૃષ્ટિજ મ્હારે મન તો હતી નહિ.

ધીરે. પણ તે દિવસે નીરવલ્લીથી મ્હને માજી પાસે રવાના કરતી વખતે તો ત્હમે કહ્યું હતું કે શકુન્તલા વિશે તો ત્હમે વિનોદ માટે કેવળ ગપ્પ જોડી કાઢી હતી.

નરેન્દ્ર હા. પણ એ અસત્ય હતું અને પછી.........

ધીરે. શું થયું ?

નરેન્દ્ર મિત્ર, અમે ગુપ્ત રીતે લગ્ન પણ કર્યાં.

ધીરે. (ફરિયાદ કરતો) મ્હોટાભાઇ, મ્હોટાભાઇ, મ્હને જાનમાં પણ તેડયો નહિ ?

નરેન્દ્ર મિત્ર, અમે લગ્ન નોંધાવ્યાં હતાં.

ધીરે. તો યે શું ? મ્હને સાવ આમ અજાણ રાખ્યો ?

નરેન્દ્ર મિત્ર, એમાં મ્હારો દોષ નથી.અદ્રષ્ટ બલવાન છે. સરાનપુર લગ્ન નોંધાવી વટગામ થઇ હું વિશળગામ ગયો. ત્યાંથી ઘોડે સ્વારી કરી હું આવતો હતો. એવે રસ્તામાં અશ્વની સાથે હું યે પડયો. તે સમયે મસ્તકની મજ્જામાં થએલા ઘાથી એવી વિચિત્ર સ્મરણભ્રાંતિ થઈ કે એ પ્રસંગ અને આગળની કેટલીક હકીકતનું મ્હને સમૂળું વિસ્મરણ થયું.

ધીરે. એવું થાય ખરું ?

નરેન્દ્ર થાય શું ? બન્યું. અને એવું ઘણી વાર બને છે એમ વૈદક કહે છે.

ધીરો.　મ્હને થતુંજ હતું કે ત્હમે આવા અચ્છા ઘોડે-
સ્વાર થઇ આમ પડાયું કેમ? હવે સમજ પડી.
ચિત્ત રહ્યું વટગામ અને શરીર ઘોડે બેઠું.

નરેન્દ્ર　હા, એવું કંઇક હતું ખરું. અને........

ધીરો.　ત્યારે વળી બીજું શું હતું?

નરેન્દ્ર.　વિશળગામથી હું અસ્વારી કરતો હતો એટ-
લામાં એક પુરુષે અરજી આપવા માંડી. મેં
પાછળથી જાણ્યું કે ત્હેનું ઘર અને સર્વસ્વ
આગમાં બળી ગયું હતું. પણ આની તે વખતે
મ્હને ખબર નહિ. મેં એને અહિં આવવાનું કહ્યું.
એટલે એણે મ્હારી પાછળ એવા નિશ્વાસ અને
અને અપશકુન કાઢયા કે કોઇ દિવસ નહિ તે
કોણ જાણે તે દિવસ શાથી રાત્રણીઆ પાસે
એની વિરુદ્ધ ફરીઆદ લઇ એને શિક્ષા ફરમાવી.
એ પ્રસંગથી મ્હારું ચિત્ત એટલું વ્યગ્ર થઇ ગયું
કે ખાડી ઉતરતાં અશ્વ ઠોકરાયો ત્હેનું ભાન
રહ્યું નહિ, અને એ સર્વના પરિણામે મ્હારી
સ્મૃતિ જતી રહી

ધીરો.　પછી?

નરેન્દ્ર　પછી એક માસમાં વટગામ પાછા જવાનું શકુન્ત-
લાને કહેલું પણ એ સુધ્ધિજ મ્હારે મન તો
હતી નહિ.

ધીરો. આ બધાની તો મ્હને ખબરજ નહિ. પછી?

નરેન્દ્ર પછી એક દિવસ શકુન્તલાએ સારંગધર કરીને કોઇને મોકલ્યો હતો.

ધીરો. હા, સીપાઇઓ વાત કરતા હતા કે કંઈ લગ્નનું માગું કરવા વટગામથી કોઈ આવેલું?

નરેન્દ્ર ના, માગું કરવા નહિ પણ મ્હારા વર્તમાન લેવા, મ્હને અભિજ્ઞાન આપવા આવેલો પણ વિસ્મૃતિને લીધે મેં સર્વ વાતે એનો અનાદર કર્યો.

ધીરો. અરર, મ્હોટાભાઇ મ્હને શું ખબર? નહિ તો હું ત્હમને યાદ દેત

નરેન્દ્ર (નિશ્વાસ નાખતો) હોય, ભાઈ, પ્રારબ્ધને કોણ જીતી શક્યું છે?

ધીરો. પણ પછી શું થયું?

નરેન્દ્ર એ સારંગધરે સાંજે શકુન્તલાને કહ્યું હશે. એ કોમળ હૃદયથી એ વજ્રથી યે અધિક પ્રહાર સહેવાયો નહિ અને...

અટકે છે એની આંખોનાં અશ્રુ
રોક્યાં રોકાતાં નથી થોડીકવારે

ધીરો. મ્હોટાભાઇ, આમ શું કરો છો? મ્હને બધો વૃત્તાંત તો કહો. એથી યે ત્હમારૂં હૈયું હળવું થશે.

નરેન્દ્ર ભાઈ, હું શું કહું? તે રાતે તે અદૃષ્ટ થઈ.

ધીરો. (સચિન્ત) એટલે ?

નરેન્દ્ર કોણ જાણે—માત્ર બીજે દિવસે એની સખી યશવતિપર લખેલો પત્ર માત્ર નામશેષ મળ્યો.

ધીરો. એમાં શું લખ્યું હતું ?

નરેન્દ્ર માત્ર 'જાઉં છું'–એટલુંજ; અને પિતા વિગેરેથી વાત ગુપ્ત રાખવાની આજ્ઞા કરી હતી.

ધીરો. ત્યારે મ્હોટાભાઈ, એ વિશે ત્હમે કેમ જાણ્યું ?

નરેન્દ્ર યશવતિએ મ્હને પાછળથી કહ્યું હતું. મ્હને કૈં ખબર હશે—એમ જાણી ત્હેણે કૈં યુક્તિ કરી હતી. તેથી અચ્યુત મ્હારી કને આવ્યો હતો.

ધીરો. ત્હમે એને પણ ઓળખ્યો નહિ હોય, ખરું.

નરેન્દ્ર ના, મેં ઓળખ્યો હતો. એમ થયું કે સારંગધરના ગયા પછી એની વાર્તાથી કે કશાકથી મ્હારા ચિત્ત ઉપર વિસ્મૃતિના પડદા પડ્યા હતા તે આછા થવા માંડ્યા હતા. પછી બીજે દિવસે સ્હવારે કોર્ટમાં એક સ્ત્રીના ભરણ પોષણનો દાવો શરુ થયો. એ સ્ત્રીનો શકુન્તલા જેવોજ વૃત્તાંત હતો. એ સાંભળી મ્હારી મગજમાં કૈં વિચિત્ર સળવળાટ થવા માંડ્યો.

ધીરો. હાં, પછી ?

નરેન્દ્ર તે પછી એક ચોરીનો કેસ નીકળ્યો. ત્હેનાં મુદ્દા માલમાં એક મુદ્રિકા રજુ થઈ.

અટકે છે.

મિત્ર, શકુન્તલાને મેં પ્રથમ ઉપહારમાં આપેલી એ મ્હારીજ મુદ્રિકા હતી. એ દૃષ્ટિએ પડતાં વેંત મ્હારી ચેતના જતી રહી. પછી શું થયું ત્હેની મ્હને ખબર નથી. હું જાગ્રત થયો ત્યારે તો ત્હમે બધાં ત્યાં હાજર હતાં.

જરાવાર બેઉ મૌન બેસે છે.

ધીરે. મ્હોટાભાઈ, હવે સમજ પડી. ત્હેમાંજ ત્હમે એ ચોરને......

નરેન્દ્ર મિત્ર, એ ચોર ન્હોતો. શકુન્તલાની અંગુલિએથી અવશ્ય એ મુદ્રિકા નીકળી પડી હશે.

ધીરે. હા એમજ હશે. પણ કોર્ટમાં તો ત્હમે એ કેદીને છોડી મૂક્યો તેથી ખૂબ નવાઇ થઇ હતી. અને ત્હમે આટલું બધું મૂલ્ય આપી એ વેચાતી લીધી તેથી તો લોક કૈં કૈં કહેતાં હતાં.

નરેન્દ્ર મિત્ર, લોક ગમે તે કહે. એ મુદ્રિકાએ મ્હને તો સ્મૃતિ, અરે, જીવન અર્પ્યું હતું.

ધીરે. ખરી વાત મ્હોટાભાઇ, પણ પછી શું થયું ?

નરેન્દ્ર પછી સત્વર વટગામ જવાનો મેં નિશ્ચય કર્યો. એટલામાં તો અચ્યુત આવ્યો.

ધીરે. પછી ત્હમે એને બધું કહ્યું ?

નરેન્દ્ર  ના, એની ફૂળ લજ્જાને લઈ અને એના સંસ્કારી કુટુંબને દુઃખ ન થાય એટલાં ખાતર તો ત્હેણે આવું કૃત્ય કર્યું હશે. એટલે યશવતિને ત્હેણે આપેલી આજ્ઞા મ્હને પણ શિરસાવંઘ હતી.

ધીરો.  પછી મ્હોટાભાઈ?

નરેન્દ્ર  પછી શું? પછી અમે બધે ભાળ કાઢી પણ વસુંધરાએ એ રત્ન લઈ લીધું. તે એ લોભીષ્ટ હજી પાછું આપતી નથી.

બેઉ જરાવાર વિચારમાં બેસે છે.
થોડીવારે

ધીરો.  મ્હોટાભાઈ, કેં ન કરવા જેવું તો એ કરી બેઠાં નહિ હોયને?

નરેન્દ્ર  ના, ના, એ સંસ્કારમૂર્તિ પોતાના અને એના ઉદરનાં બાળકના આત્માનું એવું બલિ તો આપેજ નહિ (જરાક વારે) હરિ, હરિ, મિત્ર, ફુલના હિંડોળે ઝૂલતાં પણ જેનું કોમલાંગ રખે કષ્ટ પામશે. એવો ભય રહે ત્હેની આજે શી દશા હશે? એનો........

વિચારમાં પડે છે. એટલામાં વાસુદત્ત પ્રવેશ કરે છે. ત્હેની પાછળ એક વૃધ્ધ લાગતી સ્ત્રી આવે છે અને જરાક આઘે ઉભી.

રહે છે. વાસુદત્ત સલામ કરી આગળ આવે છે. ત્હેને જોઇ

કેમ વાસુદત્ત શું છે ?

વાસુ. સાહેબ, આ ધનમિત્ર શેઠનાં પત્ની ધનકોર શેઠાણી અરજી લઇને જાતે આવ્યાં છે. બહુ જરુરનું કામ છે તેથી અહિં આવ્યો છું.

નરેન્દ્ર હા, કહો શું છે ?

વાસુ. એમના પતિનો અંતકાળ આવ્યો છે. એમને કંઇ સંતતિ નથી. એટલે એક બાળકને દત્તક લેવા માંડયો છે. પણ એમના પિત્રાઇઓ ધાંધલ કરે છે ને દત્તકવિધાનમાં અડચણ કરે છે.

નરેન્દ્ર શેઠાણી તરફ જુએ છે. તે જરાક આગળ આવે છે ને નમસ્કાર કરે છે. ત્હેની આંખો આંસુથી ભીની થાય છે.

ધનકોર હા, સાહેબ, અમે અભાગી છિયે. પેલા જનમમાં પાપ કર્યાં હશે તે ઇશ્વિરે અમારે પેટે પ્રજા આપી નહિ. ને પિતૃઓને પાણી આપનાર નથી તે (પાલવ વડે આંસુ લુછતી) અવરના જણ્યા દીકરાને દત્તક લેવો પડે છે. પણ તેમાંયે પિત્રાઇઓ વિઘ્ન નાંખે છે. આપ...

નરેન્દ્ર વાસુદત્ત, જાવ, ઝડપે જાવ. પોલીસને સાથે લ્યો,

ને હલકાવવાનું પુરૂં થાય પછી પાછા આવી મ્હને ખબર કરી જજો.

**ધનકોર** આપની—

**નરેન્દ્ર** કૈં નહિ, બ્હેન, જાવ, ઇશ્વર ત્હમારૂં કલ્યાણ કરે.

વાસુદત્ત તથા ધનકોર જાય છે.
નરેન્દ્ર એક દીર્ઘ નિશ્વાસ મૂકે છે.

અરે રે, પુત્ર વિનાનું જીવન શા અર્થનું? ખરેજ પુત્ર સુખ કરતાં અધિક સુખ કૈં નથી. કહ્યું છે કે.

**ધરાધૂળે રજોટાયો પુત્ર આવે સમીપ ને**
**પિતાના અંગને ભેટે, એથી શું અદકું અરે! ***

પુરુષ હૃદયમાં આ અપત્ય સ્નેહની કામના કેટલી બળવાન છે? તેથીજ તો,

**પરાયાં બાળકો સ્નેહે લેઈ અંક વિદેશમાં**
**લલાટો ચૂમતાં ત્હેનાં, મનુષ્યો સુખ પામતાં ***

અહો. પુત્ર સ્પર્શનો અનુભવ કેટલો રમ્ય હશે? ખરેખર.

**નહિ ચીનાંશુ'નો સ્પર્શ, રમ્ય સુંદરીસ્પર્શ ના**
**નહિ રે જલનો સ્પર્શ, પુત્ર સ્પર્શ થકી ચઢે ***

તેથીજ કહ્યું હશે કે,

**મનુષ્યે બ્રાહ્મણો શ્રેષ્ઠ, ગાય શ્રેષ્ઠ પશુ વિશે**
**વડિલોમાં ગુરૂ શ્રેષ્ઠ, સ્પર્શોમાં પુત્ર સ્પર્શ છે.**

* મહાભારત આદિપર્વ–શકુન્તલા ઉપાખ્યાનમાંથી

રોમાંચ અનુભવતો હોય તેમ
બેસે છે. થોડીક વારે

પણ અરે રે, મ્હારે આ વિચારો શા અર્થના ? મ્હારે તો ઉલ્ટું પેલા વણિક દંપતિ જેવો વિકટ સમય આવી પહોંચ્યો છે. મ્હારા પછી મ્હારા પિતૃઓને પણ પિન્ડ આપનાર-કોઈ છે નહિ. હુંયે એમના જેવોજ દુર્ભાગી છું—અથવા —એથી પણ અધિક. એમને તો ઈશ્વરે સંતતિ આપીજ નહિ.—પણ મ્હારે—મ્હારે તો— (આંખોમાં દડ દડ આંસુ આવે છે) મેં તો ઘેર આવેલી લક્ષ્મીને તિરસ્કારી. અરે દૈવ !

આંસુ લુછે છે. ધીરોદ્ધત ત્હેને
જૂએ છે થોડીક વારે

ધીરો. ચાલો મ્હોટાભાઈ, ત્હમારા જેવા પુરુષ શોકમાં આમ ઢીલા થઇ જાય એ કૈં સારું નહિ. ત્હમેજ ક્હેતા હતા ને કે પર્વતને પવનનો ઝપાટો લાગે તેથી કૈં એ ડરતો નથી.

નરેન્દ્ર (ટટાર થતો હોય તેમ) હા, ખરી વાત છે.

ઉભો થવા જાય છે એટલામાં
સામેથી કોઈ દરબારી પુરુષ
આવતો દેખાય છે નરેન્દ્ર ત્હેને
જુએ છે અને સામે જાય છે.
બેઉ અન્યોન્યને નમસ્કાર કરે છે.

અહો, સામંતજી આપ અહિં ક્યાંથી ?

**સામંત** જી, આપની કને ખાસ આવ્યો છું.

**નરેન્દ્ર** પધારો.

બેઉ બેસે છે. ધીરોદ્ધત જાય છે.

મહારાજ, રાજમાતા, આપ સર્વ કૂશળ છો ?

**સામંત** હા જી, પણ આપે તો વિજયપુરનું પ્રધાનપદ છોડયું ને અહિં આવ્યા તે નચિંત થયા અને અમારે તો...........

**નરેન્દ્ર** કેમ વારુ ?

**સામંત** હમણાં હમણાં મહારાજ અને પ્રજા વચ્ચે અત્યંત વિષમ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે. ફરીથી મહારાજે પ્રજા ઉપર અત્યાચાર શરુ કર્યો છે.

**નરેન્દ્ર** અરરર, બીચારી રાંક પ્રજા.

**સામંત** હાજી; મહારાજ કોઇનું કહ્યું સાંભળતા નથી. પણ સર્વને–ખાસ કરીને પ્રજાજનોને વિશ્વાસ છે કે મહારાજ આપનું સાંભળશે. વાત એટલી વીફરી છે કે રાજમાતાએ મહારાજ પ્રજાવાક્ય સ્વીકારે નહિ ત્યાં લગી અન્નજળ ત્યજ્યું છે.

**નરેન્દ્ર** અરર, શું કહો છો ?

**સામંત** હાજી, તેથીજ પ્રધાનજીએ મ્હને મધરાતે એરોપ્લેનમાં આપને તેડી જવા મોકલ્યો છે.

નરેન્દ્ર   ત્યારે તો ક્ષણ પણ વિલંબ ઘટતો નથી. જોઇએ તો આપ વિશ્રામ લ્યો અને હું........

સામંત   અરે ના, ના, સ્વદેશ સેવામાં આ શરીરનો અંત આવે તોય શું ?

ઉભો થાય છે.

નરેન્દ્ર   આપના જેવા દેશભક્તોને ધન્ય છે. ત્યારે પધારો.

સાંતમ   હાજી પધારો.

બેઉ જાય છે.

પડદો પડે છે.

## પ્રવેશ બીજો

**સમય** બીજા દિવસની સંધ્યા

**સ્થળ** એક વિશાળ ચોગાન.

ચોગાનની ચોતરફ દિવાલ છે. સામે વાડી છે અને ત્હેની મધ્યમાં એક મકાન છે. જરાક વારે ચોગાનમાં એક એરોપ્લેન ઉતરે છે. અને નરેન્દ્ર તથા સામંત બહાર આવે છે.

**સામંત** ક્ષમા કરજો, આપને કૈં વિલંબ થશે પણ આટલું સમારી નહિ લઇયે, તો કદાચ રસ્તે આપણને વિમાસવું પડતે.

**નરેન્દ્ર** ના, એમાં કૈં નહિ. પણ (ચોગમ જોતો) આતો કોઇની ખાનગી મિલ્કત લાગે છે. અહિં ઉતર્યા તેથી એ લોકોને કૈં વાંધો નહિ હોય?

**સામંત** ના જી, આતો દેવાનંદજીનું 'ઉન્નતિ ધામ' છે. અતિ ઉદારચરિત સાધુ જન છે. એમનું અને એમના ધર્મપત્ની દેવકી મૈયાનાં નામ

આ બાજુએ પ્રાતઃસ્મરણીય છે. આ સ્થળે ઠેરવામાં એમનાં દર્શનનો પણ એક લોભ હતો. વળી આપનો દુઃખી વૃતાંત જાણી મ્હને એમ પણ થયું કે આપનાં વ્યથિત ચિત્તને અહિં જરા શાંતિ પણ થશે.

નરેન્દ્ર સાધુ જનોનાં દર્શનનો લોભ પણ સુચરિતોજ રાખે છે. ને આપના સદ્ભાવ માટે હું આપનો ઋણિ છું. બાકી આ ચિત્તને શાંતિ તો ક્યાંથી સંભવે?

(સ્વગત) પણ આ શું? મ્હારો દક્ષિણ હસ્ત કેમ કંપે છે? મ્હારા મનોરથ ત્યારે ફળશે શું?

એટલામાં પડદામાં અવાજ આવે છે. 'અનાડી વેળા કરતો મા. તારી સુદ્ધી ક્યાં જતી રહી છે.'

(સ્વગત) કોઈ મ્હને કહે છે શું? ના, ના, આમ અન્યોન્યનું અપમાન કરવા જેવું આ સ્થળ તો તો નથી.

એટલામાં એક ન્હાનો બાળક ખભે ધનુષ પણછ ભેરવી ઉઘાડી તલવાર બેઉ હાથમાં મહામહેનતે ઉપાડતો દોડતો આવે છે. ત્હેની પાછળ બે તાપસી સ્ત્રીઓ

ઝડપથી આવતી દેખાય છે. બાળક ત્હેમને આવતાં જોઈ રસ્તો ઘેરી ઉભો રહે છે અને ત્હેમની સાથે યુદ્ધ કરવાનો હોય તેમ તલવાર ફેરવવાને પ્રયત્ન કરે છે.

**પહેલી તા.** ભાઈ, ભાઈ, અહિં આવોની જરા. આ સર્વદમન તલવાર લઇને પટા ખેલવા તૈયાર થયો છે તે જરા એને વારો તો. અમને તો એ ગણકારતોજ નથી.

નરેન્દ્ર એની પાસે જાય છે.

**સર્વદમન** (તાપસીને) અંહ, આવવા તો દે, જોઉં તો ખરો એ લોક કેવાક બળવાન છે. એમ કૈં હું ડરી જાઉં કે?

તલવાર ઉંચકવા જાય છે. નરેન્દ્ર સત્વર દોડી જઈ બળાત્કારે ત્હેને પકડી લે છે. સામંત એની પછવાડે આવે છે.

**નરેન્દ્ર** (સ્વગત) આ બાળકને જોઈ મારાં હૃદયમાં કેવો પ્રેમ ઉત્પન્ન થાય છે? [સનિશ્વાસ]

**દેખાતી દંત કળિયો અમથું હસેને**
**ને કાલી વાણી અધુરી વદતું મથીને**
**એવું તનુ પ્રિતથી આશ્રય અંક વાંચ્છે**
**ત્હેની રજે મલિન થાય સુધન્ય એ તો.**

**પહેલી તા.** (પાસે આવી) લુચ્ચા, લાવ આ ધનુષ્ય આપી દે. ત્હને હું બીજું રમકડું રમવા આપું છું, ચાલ મ્હારી સાથે.

**સર્વદમન** ના, અહિં લઇ આવે તો સ્તો.

**બીજી તા.** માત્ર ત્હારા કહેવાથી એ જંપીને બેસવાનો નથી. જા, મ્હારી કોટડીમાં પચરંગી માટીનો મોર છે તે લઈ આવ.

પહેલી તાપસી જાય છે.

**સામંત** ભગવતિ, આ કોનું બાળક છે? આ ધનુષ્યને પણછ સાથે વિભૂષિત થએલો એ નર્યો કામદેવનો અવતાર લાગે છે.

**બીજી તા.** ભાઇ, એના પિતાએ એની ધર્મપરાયણા સ્ત્રીને વિના કારણે ત્યજી છે એટલે એવા નઠારા પુરુષનું અમે નામ યે લેતા નથી.

**નરેન્દ્ર** (સ્વગત) કોણ જાણે પણ મ્હારા અંતરના ભીતરમાંથી કોઇ મ્હારા પીડિત જીવને આશા આપી રહ્યું છે. પણ અરે, એવી મૃગજળ જેવી આશા રાખ્યે શું વળે?

એટલામાં પ્રથમ તાપસી પાછળથી આવે છે.

**પહેલી તા.** સર્વદમન, શકુન્તલાવી.

**સર્વદમન** (સફાળો) હેં ? માતાજી ક્યાં છે ?

**નરેન્દ્ર** (સ્વગત) શકુન્તલા ! જગતમાં જીવ જેમ માયામાં લપટાતો જાય છે તેમ આ બધાંથી મ્હારૂં હૃદય પણ આશાના તંતુએ વધારે ને વધારે ઘેરાતું જાય છે. પણ વિધિની ગતિ વિચિત્ર હોય છે. રાખ, હું તપાસ તો કરૂં.

(પ્રગટ) ભગવતિ, આપ આ રમકડું લાવ્યા તેથી આ બાળકે........

**બી. તા.** (હસતાં હસતાં) આ શકુન્ત ત્હેની માતું નામ રાશિ છે તેથી બાળક છેતરાયો.

**પ. તા.** બેટા, મેં તો કહ્યું આ માટીનો મોર શકુન્ત લાવી છું.

રમકડું બાળકને આપે છે.

**નરેન્દ્ર** (સ્વગત) શું એની માતાનું નામ શકુન્તલા હશે ? પણ એ નામરાશીની તો ઘણી સ્ત્રીઓ હોય છે. છતાં વધારે ખાત્રી તો કરૂં.

(પ્રગટ) ભગવતિ, ક્ષમા કરજો. હું કેવળ કુતુહલથી પૂછતો નથી. મ્હારે ખાસ પ્રયોજન છે તેથી પૂછું છું. આ બાળકની માતાનો વૃત્તાંત આપ કહી શકશો ?

બેઉ તાપસીઓ એકમેકની સામે જુએ છે.

બી. તા. ભાઈ, એનો વૃત્તાંત તો અમે પણ જાણતાં નથી. પણ કોઇ નદી તટે એ એકલી નિરાધાર વિચારમાં બેઠી હતી તે દેવકીમૈયાને જડી ને અહિં લઇ આવ્યાં હતાં. બાકી વધારે જીજ્ઞાસા હોય તો ગુરૂજનને પૂછશો ને ઉચિત હશે તો ત્હમને કહેશે.

એટલામાં પડદામાંથી અવાજ આવે છે. 'અરે ભાગીરથી, રણધીરજીનાં ધનુષ્ય તલવાર કોણ લઇ ગયું વારૂ ?"

નરેન્દ્ર (સ્વગત, સહર્ષ) એજ કિન્નર કંઠ........

પ. તા. ભાઇ, આ બાળકની હીનભાગી માતા જાતેજ અહિં આવે છે.

શકુન્તલા પ્રવેશ કરે છે. એનાં કૃષ થયેલાં શરીરે શ્વેત વસ્ત્ર છે ત્હેના કેશની એક વેણી ગુંથેલી છે. નરેન્દ્ર ત્હેને દૂરથી જુએ છે અને ત્હેની આંખોમાં આંસુ આવે છે.

નરેન્દ્ર (સ્વગત) અરેરે, આ મ્હારી શકુન્તલા ? એની આ દશા ?

શકુન્તલા નજીક આવે છે અને નરેન્દ્રને જુએ છે. નરેન્દ્ર ત્હેની પાસે જાય છે.

(પ્રગટ) પ્રેમ,......

તાપસીઓ ઉતાવળે આશ્રમ તરફ જાય છે.

શકુ. કોણ નરેન્દ્રકુમાર?

એની આંખોમાં ક્રોધ અને પ્રીતિની અથડામણનો ભાવ જણાય છે.

આપ અહિ?

નરેન્દ્ર હા, આપણું દુર્દૈવ પૂરું થયું.

શકુન્તલા અનુત્તર ઉભી રહે છે તે જોઇ.

પ્રેમ, હવે તો,

ભૂલી જા સખિ મેં દીધી અવગણી
એ દુઃખ તું ઉરથી,
શાથી આ ચિત તે દિને ગ્રસ્યું હતું
ઉદ્દામ સંમોહથી;
સત્કારે નહિ આગમોય શુભનાં
અંધાર ઘેર્યાં જનો;
માની સર્પ કરે વિકંપ શિર જો
માલા પડે અંધનો.

શકુન્તલા જડ જેવી દેખાતી ઉભી રહે છે તે જોઇ.

દેવિ, આમ નિશ્ચલ કેમ જોઈ રહ્યાં છો?
ત્હમારા એકાદ શબ્દે મ્હારા ભગ્ન હૃદયને.....

શકુ૦ નરેન્દ્રકુમાર, ભગ્ન ભગ્ન તોયે આપને હજી હૃદય રહ્યું છે, પણ મ્હારૂં હૃદય તો વર્ષો પૂર્વે ભસ્મ થઈ ગયું હતું.

નરેન્દ્ર ભાવપૂર્ણ દૃષ્ટિએ શકુન્તલા સામે જુવે છે પણ એનાં વદન પર કૈં ફેર જણાતો નથી તે જોઈ

નરેન્દ્ર (દયાર્દ્રભાવે) શકુન્તલા, છેક આવાં હૃદયશૂન્ય શું થાવ છો? આપણી પ્રીતિ—આપણાં સખ્યતું તો સ્મરણ કરો.

શકુ૦ (કટાક્ષમય સ્મિત કરી) આપણી પ્રીતિ! આપણું સખ્ય? સ્વામિ, એ પવિત્ર નામોને આપનાં મ્હોંએ અભડાવશો નહિ.

નરેન્દ્ર શકુન્તલા, શકુન્તલા, આમ શું કહો છો?

શકુ૦ સ્વામિ, ક્ષમા કરો પણ જે સત્ય છે તે કહું છું.

નરેન્દ્ર ત્યારે શું આપણું સખ્ય થવાનું જ નહિ? અનાયાસે આજે પુનર્યોગ થયો એ શું મિથ્યા મૃગજળ જ છે?

વિહ્વળ થઇ વ્યગ્ર દૃષ્ટિએ જોઈ રહે છે.

શકુ. (હોઠ ડાબી) સ્વામિ, શાસ્ત્રોમાં કહ્યું છે કે સહસ્ત્ર યજ્ઞો, સર્વ વેદનું અધ્યયન અને સર્વ તીર્થોનાં સ્નાન એ સર્વથી પણ સત્ય શ્રેષ્ઠ છે. એવા સત્યથી વિમુખ થનાર સાથે સખ્ય કેમ સંભવે ? ( જરા અટકી ) સ્વામિ, મ્હારા અંતરને પતિપ્રેમ પ્રિય છે, પણ–પણ–સત્ય ને આત્મ–ગૌરવ વધારે પ્રિય છે.

સામંત જરા આગળ આવે છે

સામંત શ્રીમતિ, નરેન્દ્રકુમારને દોષપાત્ર માની આપ આ વચનો કહી રહ્યાં છો, પણ પૂર્વ ઘટનામાં એમનો જરાયે દોષ ન્હોતો. અશ્વની સ્વારીમાં અકસ્માત પડી જવાથી એમની સ્મરણશક્તિ લુપ્ત થઇ હતી. બાકી........

શકુ. (અધીરતાથી) હેં, નાથ, એ સત્ય છે?

નરેન્દ્ર ઈશારતથી હા કહે છે.

હા–શ. મ્હારા હૃદયનું શૂળ જતું રહ્યું. (ઉતાવળે) નાથ, આપને મેં અયોગ્ય વચન કહ્યાં માટે ક્ષમા કરો.

નરેન્દ્ર દેવિ, ત્હમે તો ક્ષમા આપવાનાં અધિકારી છો. મેં ત્હમને અત્યંત દુઃખી કર્યાં.

શકુ. ના, નાથ, એમાં મ્હારાજ પ્રારબ્ધનો દોષ છે, પૂર્વ જન્મમાં મેં શુંયે અશુભ કર્મ કર્યું હશે

તે બાલ વયમાં માતા પિતાએ ત્યજી ને પછી
આપના જેવાને હાથે પણ મ્હારો અસ્વીકાર થયો.

નરેન્દ્ર દેવિ, બનનારૂં બની ગયું હવે તો,

પૂર્વે અરે ભ્રમ થકી મૂઢ મે ઉવેખ્યું
જે અશ્રુબિન્દુ અધરે દમતું રહ્યું આ,
તે રહેતું લગ્ન વળી પાંપણ વાંકી સંગે
ત્હેને લુછી પ્રિય, કરૂં ઉર શોકમુકત.

નરેન્દ્ર આંસુ લૂછવા જતો હોય
તેમ આગળ આવે છે. શકુન્તલા
એક ડગલું પાછું મુકે છે.

શકુ. (સસ્મિત લજવાતી) પ્રાણ, આ કૈં કદંબવનના માધવી મંડપનું એકાન્ત નથી, અને વળી (સર્વદમન તરફ નજર જતાં અટકી જાય છે. જરાવારે) પ્રાણ, આ આપણી પ્રીતિનું........ (અટકે છે.)

સર્વ. માતા, આ કોણ છે?

શકુ. ભાઇ, ત્હારા સુભાગ્યને પૂછ.

સર્વ. માતા, એ કૈં સારા માણસ નથી. એમણે તો મ્હારી કનેથી તલવાર લઇ લીધી હતી.

નરેન્દ્ર ત્હેને ઉપાડી લઈ ચૂમીઓ લે છે.

નરેન્દ્ર બેટા, ત્હને બધાં આયુધો અપાવીશ, પછી કાંઇ?

## ...મુખ્ય છાપ ભુલો...

| પૃ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૮ | મૂલ્ય ૧૨ આના | મૂલ્ય એક રૂપિયો. |
| ૧૧ | ૨૩ | સામાન્ય સ્ત્રી તર્ફે | સામાન્યા સ્ત્રી તર્ફે |
| ૧૨ | ૧૦ | દાવો માંડતા | દાવો માંડતી |
| ૧૩ | ૧૦ | अतिथि सत्त्कारे | अतिथि सत्काराय |
| ૧૩ | ૨૩ | સોલોમન-ડેલિયા પછી ઉમેરો | નૂરજહાન અને જહાંગીર. |
| ૧૫ | ૧૮ | શકુન્તલાનો અનુવાદ | શાકુન્તલનો અનુવાદ. |
| ૧૬ | ફુટનોટ | नमितमं | नमितं |
| ૨૦ | છેલ્લી | યાવન | યૌવન |
| ૨૨ | ૪ | નાયકનો પાલક પિતા | નાયિકાનો પાલક પિતા. |
| ,, | છેલ્લી | ભીખારણ | પરદેશી સ્ત્રી |
| ૨૬ | ,, | પરબુદ્ધિદોર્યા | પરબુદ્ધિપ્રેર્યા |
| ,, | ,, | ઉમેરો | પડદો ઉપડે છે. |

[illegible] કરતાં) ગુરુદેવ, આ અમારા
કૂલની પ્રતિષ્ઠા.

સર્વદમનને પ્રણામ કરાવે છે.

દેવી. વત્સ,

થાજે તું પુરુના જેવો, પુત્ર, કલ્યાણ પામ તું.

દેવકી. બેટા, તુંય ભરત જેવો થઇ દેશનો ઉદ્ધાર કરજે.

સર્વે અસ્તુ !

પડદો પડે છે.

સમાપ્ત.

ને કૈં કરી નાંખવાની ધમકી આપે છે. એટલે એની ખાતર "નહિ સોડેલું" રાખ્યું. આવતી આવૃત્તિ સુધીમાં એ એની હઠ છોડશે તો સાચો પાઠ રાખીશું. નહિ તો કૈં નહિ.]

| પૃ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૫ | ૨૧ | જાગૃત | જાગ્રત |
| ૮૯ | ૧ | माव- | याव- |
| ૯૨ | ૫ | મૂહુર્તવાર | મુહૂર્તવાર |
| ,, | ,, | કૃત્યકૃત્ય | કૃતકૃત્ય |
| ૧૦૮ | ૧ | કયાં | કયા |
| ૧૧૪ | ૬ | એં તરફ | એ તરફ |
| ૧૧૯ | ૧૨ | અને | એવા |
| ૧૧૯ | ૧૬ | અંશ્વ | અશ્વ |
| ૧૨૧ | ૩ | યશવતીપર | યશવતી પર |

| પૃ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૯ | છેલ્લી | જોહન | નરેન્દ્ર |
| ૩૧ | ૬ | અસ્ચુત | અચ્યુત |
| ૩૯ | ૧ | સાન્દર્યથી | સૌંદર્યથી |
| ૪૯ | ૧૮ | યશ. | યશો. |
| ૫૧ | ૬ | એક તરફ | એકમેક તરફ |
| ૫૨ | ૮ | વિજયનાં | વિજયમાં |
| ૫૭ | છેવટે | ઉમેરો | જવા માંડે છે. |
| | | | પડદો પડે છે. |
| ૬૧ | ૧૦ | આગળ ચલાઉ | આગળ ચલાવું |

૭૪ [ નોંધ. નહિ "સોડેલું" એ શ્લોકનું પહેલું પદ "ન સોડાયેલું" એમ હતું, પણ મ્હારી એક મિત્રને મૂળે સોડમ ગમતી નથી. અને "સોડાયેલું" એ પ્રયોગ તો હું બદલું નાહ તો એ કે